"વિચારનો પ્રત્યક્ષ જીવન સાથેનો સંબંધ તૂટી જાય તો વિચાર નિષ્પ્રાણ બને છે અને જીવન વિચારશૂન્ય થાય છે. માણસ ઘરમાં જીવે છે અને શાળામાં શીખે છે; તેથી જીવન અને વિચારનો મેળ ખાતો નથી. આનો ઈલાજ એ કે એક તરફથી શાળા ઘરમાં દાખલ થવી જોઈએ, અને બીજી તરફથી ઘર શાળામાં દાખલ થવું જોઈએ. સમાજશાસ્ત્રે શાલીન કુટુંબો તૈયાર કરવાં જોઈએ, અને શિક્ષણશાસ્ત્રે કૌટુંબિક શાળાઓ સ્થાપવી જોઈએ.

—શ્રી વિનોબા ભાવે

"તું તારી જાતને જાણ: 'आत्मानं विद्धि।' એ આપણા શાસ્ત્રનો પ્રધાન સૂર છે. આજે આ વિગ્રહનાં ભલે હિટલર, આર્થિક વિસંવાદ, હરીફાઈ વગેરે કારણો આપીએ. પણ ખરું કારણ તો માનવીએ માનવતાનાં સાચાં મૂલ્યો ત્યજી અસત્ય વસ્તુઓ પકડી તે છે. અને શિક્ષણનું ધ્યેય શું? માણસને કેવળ પોતાના વાતાવરણને અનુકૂળ અને ઉપયોગી બનાવવાનુ જ? નહિ, એનામાં માનવપ્રેમ જગાવી એને નવજન્મ આપવો – દ્વિતીય જન્મ.

"માનવીની દૃષ્ટિ ઘણીયે દૂર દૂર પહોંચી શકે છે. ક્ષણિક વસ્તુઓની પાર જઈને શાશ્વત વિચારો ચમકી રહે છે. એવી કોઈ અદ્‌ભુત પળો માનવીના જીવનમાં આવે છે કે જ્યારે કાળ અને સમય થભી જાય છે. જીવન જાણે મરી જાય છે. એક અનંત શાશ્વત સુંદર સૃષ્ટિ રચાઈ જાય છે.

"અમૃત અને મૃત્યુ બન્ને તમારી સામે આવશે. મોહથી [illegible]શા તો મૃત્યુ મળશે, ને સત્ય વડે અમૃત પામશો. શિક્ષકનું કામ વિદ્યાર્થીને કોઈ લાકડાંના બીબાંમાં ઉતારવાનું નથી, એને મુક્તિનું રસપાન કરાવવાનુ છે. આપણે માનવી માનવી વચ્ચેની એકતા માટે લડીએ છીએ."

—શ્રી. રાધાકૃષ્ણન

# નિવેદન

આપણી યુનિવર્સિટીએ થોડાક વર્ષોથી માતૃભાષાના અભ્યાસને ઠીક ઠીક મહત્ત્વ આપવા માંડ્યુ છે. પૂર્વે જે અવગણના થતી હતી તેમાંથી આપણી માતૃભાષા હવે બચી છે. પરિણામે કૉલેજોમાં ગૂજરાતી શીખવવાનુ નક્કી થયુ છે. આ ઘટના ખૂબ જ આવકારદાયક છે

શિક્ષકો માટે જ ચાલતી ટ્રેઈનિંગ કૉલેજોમાં ગૂજરાતીને માતૃભાષા તરીકે સ્વતન્ત્ર વિષયનુ સ્થાન મળ્યુ છે.

આજ દિન સુધી આવી કૉલેજોમા ગૂજરાતી શીખવાતુ જ નહીં, તેથી તેના પ્રાધ્યાપકો પણ ન હતા ને ન હતું કોઈ પાઠ્યપુસ્તક.

આ વિષય મુંબઈની સૅકન્ડરી ટ્રેઈનિંગ કૉલેજમાં દાખલ થતાં એના પ્રાધ્યાપનનુ કાર્ય અમારે ભાગે આવતાં એના

શિક્ષણ વિષે વિચારવાની આવશ્યકતા ઊભી થઈ. અધ્યાપનના કાર્યમાં જે અનુભવો મળ્યા, ને જે જે જરૂરિયાતો જણાવા માંડી તે વિષે વિચારણા કરી અમે આ પુસ્તકરૂપે એને સાકાર બનાવીએ છીએ. ગૂજરાતીના અધ્યાપનમાં રસ લેનાર હરકોઈ વ્યક્તિને આ પુસ્તક અર્પણ કરીએ છીએ.

આ પુસ્તકની વિચારણામાં ઉપયોગી સૂચનો કરવા બદલ અમે મુંબઈની સૅકન્ડરી ટ્રેઇનિંગ કૉલેજના પ્રિ. હૅમ્પટન, પ્રો. કુ. પાણંદીકર અને પ્રો. કારના ઋણી છીએ.

મુંબઈ
૬-૬-૪૨

ખુશમન વકીલ
મુરલી ઠાકુર

# અનુક્રમણિકા

## ભાષાના સિદ્ધાંતો

આપણે આપણી ભાષાના શિક્ષણ તરફ બહુ જ થોડું લક્ષ આપ્યું છે. મરાઠીને મહારાષ્ટ્રીઓનાં મમતા અને ખંતનો લાભ મળ્યો, બંગાળીને ડૉ. ટાગોર જેવા માતૃભાષાપ્રેમી ગુરૂ મળ્યા અને હિન્દુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે વેગ મળ્યો. તે ભાષાઓના શિક્ષણ માટે જે કાંઈ થઈ રહ્યું છે તે દૃષ્ટિએ આપણે પાછળ છીએ એમ લાગે છે. આપણે આપણી ભાષાના શિક્ષણ તરફ ઉદાસીન વૃત્તિ ધારણ કરી છે. આપણે એ માટે પૂરતો વિચાર કર્યો નથી. અંગ્રેજીમાં તો ભાષાશિક્ષણ પર અનેક પુસ્તકો લખાયાં છે.

બાળક અક્ષરજ્ઞાન લે છે, લખતા વાંચતા શીખે છે, ત્યારથી જ એનું ભાષાજ્ઞાન શરૂ થાય છે એમ કહેવું એ અપૂર્ણ સત્ય નથી. ખરી રીતે તો બાળક જે પ્રત્યક્ષ જુએ છે અને સાંભળે છે તેના સંસ્કાર એના મન પર પડે છે. અને આપો આપ એ ભાષા બોલતા શીખે છે. અને એ રીતે બાળકના ભાષાજ્ઞાનનો વિકાસ એના જન્મથી જ થાય છે એમ કહીએ તો ખોટું નથી. ભાષાગ્રહણની આ રીત સ્વાભાવિક છે પણ સમજશક્તિ પાકટ થયા પછી વ્યાકરણાદિની મદદથી બીજી ભાષા શીખી શકાય છે. ભાષા શીખવાની આ રીત અસ્વાભાવિક છે.

આમ અસ્વાભાવિક રીતે શીખેલી ભાષા સારી રીતે બોલી, વાંચી કે લખી શકવાનું કામ એટલું સહેલું નથી.

ભાષા શીખવાને માટે બાળકે એ ભાષા સાંભળવી જોઈએ. કાનના ઉપયોગથી જ ભાષા સારી રીતે શીખી શકાય છે. બાળકને ત્રણ ત્રણ વરસ સુધી મૌન રાખી કુદરત પણ એને સાંભળવા દે છે. પણ જો કાનને બદલે આપણે બાળકોને ફક્ત આંખનો ઉપયોગ કરવા કહીશું તો ભાષા શિક્ષણ અસ્વાભાવિક થશે જ. ઘરગથ્થુ ભાષા ઉપરાંત આપણે બાળકોને સાહિત્યિક ભાષા શીખવવાની જરૂર છે. ભાષાના સાચા અભ્યાસને માટે તે ભાષાના સાહિત્યના વિશાળ વાચન, ઊંડા અભ્યાસ અને વ્યુત્પત્તિ, પદચ્છેદ, સમાસ, વાક્યરચના વગેરે અંગોપાંગના ઝીણવટ ભર્યા અભ્યાસની જરૂર છે.

ભાષા બરોબર જાણવાને માટે નીચેના સિદ્ધાંતો ઉપયોગી થઈ પડશે.

(૧) ભાષાનો આરંભ
(૨) ભાષાની ટેવ
(૩) ચોકસાઈ
(૪) ક્રમ
(૫) પ્રમાણ
(૬) પ્રત્યક્ષતા
(૭) રસ

ભાષાનો આરંભ—પાછળ કહેવામાં આવ્યું છે કે ભાષા-શિક્ષણ મચોટ થાય તેને માટે બાળકોએ કાનનો ઉપયોગ કરવો જોઈએ. આપણે અનુભવીએ છીએ કે પચાસ વર્ષ પહેલાં અંગ્રેજી શીખેલા માણસ ચોકખું બોલી શકે છે પણ અત્યારની પ્રજા એટલા પ્રમાણમાં અંગ્રેજીના સ્પષ્ટ ઉચ્ચાર કરી શકતી નથી. કારણ એ છે કે અમલના વખતમાં અંગ્રેજી શીખવનાર શિક્ષકો

અંગ્રેજો હતા અને તેથી આપણાં બાળકોને અંગ્રેજી ભાષાનો સીધો પરિચય થતો હતો. હાલમાં એ બની શકતું નથી અને તેથી જ આપણે અનિષ્ટ પરિણામો જોઈએ છીએ. એ જોતાં બાળકો શુદ્ધ ભાષા સાંભળે એ ખાસ જરૂરનું છે.

ભાષાની ટેવ—ભાષા કુદરતી રીતે શીખવાય એ ઇચ્છવા યોગ્ય છે. એટલે જ આપણે બાળકોને નાનપણથી જ શુદ્ધ કથન, વાચન, અને લેખન શીખવવું જોઈએ. પ્રૌઢવયના માણસમાં "ટેવ" દાખલ કરવી અઘરી છે. તેમને માટે આપણે ભાષા શીખવવાને કૃત્રિમ ઉપાયો લેવા પડશે. એટલે પ્રૌઢવયના માણસોને ભાષા શીખવવાને પદચ્છેદ, પૃથક્કરણ, વાક્યરચના વગેરેનો ઉપયોગ કરવો પડશે.

ચોકસાઈ—બાળકોને ભાષા બરોબર આવડે તેને માટે ઉચ્ચાર અને જોડણીની ચોકસાઈ રાખવાની છે. ભાષાઅશુદ્ધિનું મુખ્ય કારણ એ છે કે દરેક જિલ્લાના ઉચ્ચારમાં ભેદ છે. "બાર ગાઉએ બોલી બદલાય" એ સાચું, પણ જો એમ આપણે બોલી બદલ્યા કરીએ તો પછી આપણાં બાળકો ગુજરાતી એકધારું બોલતાં શીખશે નહિ. સૂરતીનો 'હ' અને અમદાવાદીનો 'શ' આપણાથી ક્યાં અજાણ છે? આ ભાષાદોષ દૂર કરવા માટે આપણે અથાગ પરિશ્રમ લેવો પડશે.

ભાષાચોકસાઈને માટે નીચેના ઉપાયો જરૂરી છે.

(૧) બાળકો પાસે વર્ગમાં સમૂહઉચ્ચારણ

(૨) ભાવપૂર્વક વાચન – સારી રીતે વાંચવા માટે યોગ્ય ઠેકાણે અટકીને વાંચવાની જરૂર છે.

(૩) જોસ્સાદાર વાચન – એકધારા વાચનને ઉત્તમ વાચન ગણી ન શકાય. (તમારાં બાળકો શાળામાં કેમ વાંચે છે તે પર ધ્યાન રાખો.)

શિક્ષણનો ક્રમ—માનસશાસ્ત્રીઓનું માનવું છે કે ક્રમ પ્રમાણે જે શિક્ષણ આપવામાં આવે તો બાળકોને યોગ્ય શિક્ષણનો લાભ મળે. શબ્દભંડોળ, વ્યાકરણ અને નિબંધ-લેખનમાં ક્રમની જરૂર છે. દરેક વર્ષે શિક્ષકે કેટલા નવા શબ્દો શીખવવા તેની એક ટીપ રાખવાની જરૂર છે. શબ્દ-ભંડોળ વધારવામાં એક સિદ્ધાંત યાદ રાખવો: પરિચિત શબ્દો પરથી અપરિચિત શબ્દો તરફ જવું. તે જ ક્રમ વ્યાકરણ અને નિબંધલેખનમાં હોવો જોઈએ. માનસ-શાસ્ત્રીઓ શિક્ષણમાં નીચેના ક્રમની ભલામણ કરે છે.

અ. પહેલો કાનનો ઉપયોગ કરવો અને પછી આંખનો. શુદ્ધ ભાષા શીખવી હોય તો પહેલાં સાંભળો અને પછી લખો.

આ. પહેલાં ગ્રહણ પછી ઉચ્ચારણ—પહેલાં ભાષા બરોબર સાંભળવી જોઈએ અને પછી જ ઉચ્ચાર કરવો જોઈએ. શુદ્ધ ભાષા બોલવા માટે શુદ્ધ ભાષા સાંભળવાની જરૂર છે. ભાષાના છૂટા શબ્દો તથા ભાષાના શબ્દગુચ્છ બાળકોને શુદ્ધ બોલતાં આવડવાની જરૂર છે.

ઇ. વાચન પહેલાં મૌખિક પુનરુક્તિ—બાળકને કા. પા. ઉપરથી વાંચવા કહેતા પહેલાં શિક્ષકે પોતે શબ્દો અથવા વાક્યો વાંચવાં જોઈએ અને બાળકો પાસે વંચાવવાં જોઈએ. જ્યાં સુધી બાળકો સાંભળેલાં વાક્યો બરોબર બોલી શકે નહિ ત્યાં સુધી પાટિયા પરનાં વાક્યો પણ વાંચી શકે નહિ. પાઠ શીખવવાનો મુખ્ય હેતુ પાઠમાં રહેલો સાર અને અઘરા શબ્દોનો પરિચય કરાવવાનો છે એમ આપણે માનીએ છીએ. કેટલેક ઠેકાણે ખાસ કરીને નીચલાં ધોરણોમાં પાઠ શીખવવાનો મુખ્ય હેતુ બાળકોને વાચન શીખવવાનો છે તે લક્ષમાં રાખવું.

૬. સમૂહવાચન અને પછી વ્યક્તિગત વાચન—કેટલાંક નબળાં બાળકો વ્યક્તિગત વાચનથી ગભરાય છે એમને એમ બીક લાગે છે કે પોતાના ખરાબ વાચનથી આખા વર્ગમા પોતે હાસ્યપાત્ર થશે આ જાતની નબળાઈ દૂર કરવા માટે પહેલા સઘળા બાળકોને સમૂહવાચન આપવુ અને ત્યારબાદ વ્યક્તિગત વાચન આપવુ શુદ્ધ ઉચ્ચારની આપણી ભાષામા ખાસ આવશ્યકતા છે ગૂજરાતી છીએ એટલે આપણે શુદ્ધ બોલી જ શકીએ એ ખ્યાલ દૂર કરવો ઘટે ભાષાશુદ્ધિને માટે વારવાર બાળકો પાસે અઘરા શબ્દોના ઉચ્ચાર કરાવવા ઘટે દુ ખદ વાત છે કે ગૂજરાતી શબ્દો બાળકો પાસે ફરી ફરી બોલાવાતા નથી અને પરિણામે 'દિવાળી'ને બદલે બાળકો 'દિવારી' બોલે છે

૭ સ્વતત્ર વ્યવસાય પહેલા પરિશીલન—બાળકોને શીખવેલા શબ્દોના વારવાર ઉચ્ચારણ કરાવવાથી ભાષા શીખવવી સહેલી થઈ પડે છે કેટલીકવાર પ્રશ્નો અને ઉત્તરો પૂછવામા આવે, તો કેટલીકવાર વ્યાકરણ 'ડ્રિલ', ભાષાતર 'ડ્રિલ' અથવા સંવાદ 'ડ્રિલ' પણ કરાવવામા આવે સ્વતત્ર લેખન અને વાચન પહેલા જો આ પ્રકારનુ કામ કરાવવામા આવે તો બાળકોએ શીખેલી વસ્તુ વધારે સચોટ થાય

સઘળુ જ્ઞાન આપણે ઇંદ્રિયો વાટે મેળવી શકીએ છીએ જે જ્ઞાન આપણને ઇંદ્રિયો મારફત મળતુ નથી તે જ્ઞાન સ્પષ્ટ અને દોષરહિત હોતુ નથી માટીર ગળી છે, આકાશ ભૂરુ છે, ટાઢ વાય છે, એ વાતનુ જ્ઞાન આપણે જીભ, આખ અને ત્વચાદ્વારા મેળવી શકીએ ઉપલી વસ્તુઓનો અનુભવ કરવાથી જ જ્ઞાન દૃઢ થાય છે કોઈ પણ વસ્તુનુ સ્પષ્ટ જ્ઞાન આપવાને માટે તે વસ્તુઓ બાળકોને બતાવવી જરૂરી છે જ્યારે કોઈ વસ્તુ

સાક્ષાત્ બાળકોની ઈંદ્રિયો આગળ આણી શકાતી નથી ત્યારે નકશા, નમૂના, ચિત્ર, પ્રયોગ, ઉદાહરણ અને શબ્દચિત્રોની મદદથી તેનો ઘણે દરજ્જે સાક્ષાત્કાર કરાવી શકાય.

પ્રમાણ—ભાષાશિક્ષણમાં અંગત ગમા અણગમા આડે ન આવે એ ધ્યાનમાં રાખવાનું છે. ભાષાનાં સર્વ અંગો તરફ પ્રમાણભાન રખાય એ ઇચ્છવા યોગ્ય છે.

પ્રત્યક્ષ દર્શન (પ્રદર્શન)—પહેલાં વ્યાકરણ શીખવતી વખતે વ્યાકરણના નિયમો તથા વ્યાખ્યાઓ પ્રથમ શીખવાતી. હાલમાં જો બાળકોને જુદી જુદી જાતનાં વિશેષણો શીખવવાં હોય તો શિક્ષકે એ વિશેષણોને વાક્યમાં વાપરવાં જોઈએ—દા. ત. આ લાલ ઘોડો છે; મારી પાસે કાળી સીસાપેન છે. ઉપલાં વાક્યોમાં વિશેષણોનો ઉપયોગ થયો છે. બાળકોને વિશેષણના ઉપયોગનો ખ્યાલ આવી ગયા પછી જ તેમની પાસે વિશેષણનો નિયમ કઢાવવો. ભાષા શીખવતી વખતે ચાર રીતે આપણે ભાષામાં પ્રત્યક્ષતા દાખલ કરી શકીએ.

(૧) વસ્તુનું નામ શીખવવા માટે તે વસ્તુ પ્રત્યક્ષ બતાવવી અથવા તેનું ચિત્ર બતાવવું.

(૨) શબ્દનો પર્યાય આપી નવો શબ્દ બાળકોને શીખવી શકાય.

(૩) શબ્દની વ્યાખ્યા કે વર્ણન આપી નવો શબ્દ શીખવી શકાય. વર્ણન કરવામાં એવી યુક્તિ રહેલી છે કે જો તે કરનાર ચતુર હોય તો સાંભળનારના મન પર સાક્ષાત્ ચિત્ર પડે છે અને જોયું હોય તેથી પણ વધારે સ્પષ્ટ જ્ઞાન થાય છે. આ શક્તિ કવિઓમાં છે. શિક્ષકે આ શક્તિ કેળવવાની જરૂર છે.

(૪) વાક્યના સંબંધ ઉપરથી નવા શબ્દનો અર્થ તારવી શકાય.

રસ—કોઈપણ પાઠ સારો શીખવવાને માટે બે વસ્તુની જરૂર છે: જે પાઠ શિક્ષક શીખવવાના હોય તેમાં બાળકોને રસ પડવો જોઈએ અને શિક્ષકને પોતાને પણ જે શીખવવાનું હોય તેમાં રસ હોવો જોઈએ. આનો અર્થ એ નથી કે ભાષા શીખવતી વખતે આપણે પાઠમાં આવતી દરેક વસ્તુને રસમય બનાવી શકીએ. પાઠ શીખવતી વખતે બાળકોને રસ પડે તો પાઠ કંઈક સહેલો થાય અને બાળકોની ગ્રહણશક્તિ વધારે તીવ્ર બને. ભૂગોળમાં શહેરોની નામાવલિ અને ઇતિહાસમાં તારીખો શીખવવાથી એ વિષયો અરસિક બને છે. કાવ્ય શીખવતા પહેલાં કાવ્યાનુકૂળ વાતાવરણ તૈયાર કરવામાં ન આવે તો બાળકોને આનંદ ન પડે. બાળકોને રસ પડે તેને માટે આપણે શું કરવું જોઈએ? કોઈપણ પાઠમાં રસ ઉત્પન્ન કરવો હોય તો નીચેની છ બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ.

(૧) નથી આવડતું કે અઘરૂં છે તે ભયનો ત્યાગ
(૨) નવું શીખવાનો આનંદ
(૩) હરીફાઈ
(૪) રમતોદ્વારા શિક્ષણ
(૫) શિક્ષક અને શિષ્ય વચ્ચે યોગ્ય સંબંધ
(૬) વૈવિધ્ય

હરીફાઈ—દરેક બાળકને આગળ વધવાની હોંસ હોય છે. અને તેથી કરીને જો બાળકો વચ્ચે ભણવાની હરીફાઈ હોય તો જરૂર બાળકો સારું કામ બતાવી શકે. આજ કારણને લીધે શાળામાં વાર્ષિક, માસિક અને અઠવાડિક પરીક્ષાઓ રાખવામાં આવે છે.

રમતોદ્વારા શિક્ષણ—બાળકોને રમવું બહુ ગમે છે એવો માનસશાસ્ત્રીઓનો અભિપ્રાય છે. ભાષાશિક્ષણ રમતદ્વારા વધારે રસિક બને છે—દા. ત. બાળકો પાસે નાટ્યપ્રયોગો કરાવવા અથવા એક વાર્તા તેમને જુદી જુદી રીતે કહેવી. વળી દરેક વર્ગ પોતાનું માસિક તૈયાર કરે અને તેમાં સારા લેખો બાળકો લખે. લેખોની પસંદગી માટે વર્ગની એક સમિતિ નીમવામાં આવે અને તે બધું કાર્ય ઉપાડી લે. વર્ગના માસિક ઉપરથી શાળાનું સામયિક તૈયાર કરવામાં આવે. આવી જ રીતે તારની રમત પણ બાળકો પાસે રમાડી શકાય. બાળકોને 'અમદાવાદ' શબ્દ આપવો અને પછી કહેવું કે તમને જે શબ્દ આપ્યો છે તેના પ્રત્યેક અક્ષર પરથી એક એક શબ્દ તૈયાર કરી આખા તારનું ખોખું તૈયાર કરો.

અજય

મણિનગર

દાદાને

વાગ્યુ

દયાગૌરી

કેટલીક વખત બાળકોને ખાલી જગ્યા પૂરવાનુ આપી શકાય—

પક્ષી : ઉડવા : : માછલી :

આંખ : વાંચવું : : જીભ :

કેટલીક વખતે શબ્દસમૂહ કે શબ્દો વાક્યોમાં ઊલટાં સૂલટાં મૂકવામાં આવે છે અને ત્યાર બાદ બાળકોને યોગ્ય શબ્દ યોગ્ય સ્થળે બરોબર વાક્યોમાં ગોઠવવાને કહેવામાં આવે છે. બાળકોને થોડાંક ચિત્રો બતાવવાં અને તે ઉપરથી તેમને આખો પત્ર તૈયાર કરવા કહેવું. કાગળની એક બાજુ પત્રનો

આરંભ અને બીજી બાજુ પત્રનો અન્ત લખવો. પત્રના આરંભનું મથાળું પિતાને પત્ર લખતા હોઈએ તેમ કરવું અને પત્રનો અન્ત વેપારીને પત્ર લખતા હોઈએ તેવો કરવો. બાળકોને પત્રની શરૂઆત અને અન્ત વાંચી તથા સુધારીને પત્ર લખવા કહેવું. આ ઉપરાંત ઘણી જાતની રસિક રમતો શિક્ષક તૈયાર કરી શકે.

બાળકને અમુક વસ્તુ અઘરી છે એમ થાય તો કદાચ્ બાળક અભ્યાસ કરતું અટકી જાય એ સંભવિત છે. માટે શરૂઆતમાં ભાષાનો વિષય એવી કુનેહથી શીખવવો કે જેથી કરીને ઉપર દર્શાવેલો ભય દૂર થાય. કેટલીક વાર એમ પણ બને છે કે થોડુંક શીખ્યા પછી બાળકો અભ્યાસમાં આગળ જતાં નથી. આનો અર્થ એમ નથી કે બાળકો આગળ વધવાને અશક્તિમાન છે પણ આનો અર્થ એટલો જ કે શીખેલી બાબતો બાળકોના મનમાં બરોબર પચે છે. આ સમય દરમિયાન બાળકો એવી સ્થિતિએ પહોંચે છે કે તેઓ જરાએ આગળ વધી શકતાં નથી. થોડાક વખત પછી એજ બાળકો અભ્યાસમાં આગળ પ્રગતિ કરે છે. જ્યારે બાળકો અભ્યાસમાં આગળ વધતાં નથી ત્યારે તેમને અભ્યાસ પ્રત્યે તિરસ્કાર આવે છે. આ સમય દરમિયાન શિક્ષકે થઈ ગએલા પાઠોનું જુદી જુદી રીતે પુનરાવર્તન કરવું જેથી બાળકોને તેમના કામમાં આનંદ પડે અને આગળ વધવાની અભિરુચિ થાય.

ગૂજરાતી શીખવવામાં આપણે બે પદ્ધતિઓનો ઉપયોગ કરવો પડશે :

(૧) વ્યાખ્યાન પદ્ધતિ અને

(૨) સૂચન પદ્ધતિ.

વ્યાખ્યાન પદ્ધતિ—વ્યાખ્યાન પદ્ધતિમાં આપણે અજાણી વાત ભણનારને પ્રથમ કહેવી પડે છે અને તે વિષે પછીથી સમજૂતી આપવી પડે છે. વ્યાખ્યાન રીતિ શીખવવાની વસ્તુનું પૃથક્કરણ કરે છે. એમાં એક અપરિચિત સત્ય ભણનાર આગળ મૂકી તેનાં અંગેઅંગ તપાસી તે શા માટે સાચું છે તે બતાવવામાં આવે છે. અપરિચિત સત્યનું પૃથક્કરણ થાય છે ત્યારે જાણીતાં સત્ય નજરે પડે છે. સૂચન પદ્ધતિનો ક્રમ આનાથી ઊંધો છે. તેમાં બાળકો આગળ જાણીતું સત્ય મૂકવામાં આવે છે અને ત્યારબાદ પ્રશ્નોદ્વારા અજાણ્યા સત્ય તરફ લઈ જવામાં આવે છે. જો કે ખરી રીતે પુસ્તકોમાં બે જ પદ્ધતિ આપેલી છે. પણ કેટલાક શિક્ષકો તો એવા છે કે જે આ બેમાંથી એકે પદ્ધતિનો ઉપયોગ કરતા નથી. એવા શિક્ષકોનું પ્રમાણ ઘણું છે. આ પ્રકારના શિક્ષકો બાળકોને ઘેરથી પાઠ તૈયાર કરવાનું કહે છે, વર્ગમાં બાળકો વાંચે છે, શિક્ષકો થોડું વાંચ્યા બાદ ક્રમ વગર થોડાક પ્રશ્નો પૂછે છે અને પછી બાળકો પાસે વંચાવે છે. આ પદ્ધતિ વ્યાખ્યાન પદ્ધતિ પણ નથી અને સૂચન પદ્ધતિ પણ નથી.

વ્યાખ્યાન પદ્ધતિની ચર્ચા આ સ્થળે અસ્થાને છે કારણ કે વ્યાખ્યાન પદ્ધતિનો ઉપયોગ કોલેજમાં અને થોડે, ઘણે અંશે માધ્યમિક શાળાના સાતમા ધોરણમાં (મેટ્રિકમાં) થાય છે. વ્યાખ્યાન રીતિએ શીખવતાં થોડો વખત લાગે છે પણ એ પદ્ધતિ પાકી, ઠરેલ બુદ્ધિના માણસો માટે અનુકૂળ છે. વ્યાખ્યાન પદ્ધતિમાં શિક્ષકોને શ્રમ ઓછો પડે છે, કારણ કે બાળકોને કયું પચે અને કયું ન પચે એ વિચાર કરવાનો હોતો નથી. પરિણામ એ આવે છે કે જે શિક્ષકો આળસુ છે તેને આ પદ્ધતિ ખબ જ અનુકૂળ થઈ પડે છે.

સૂચન પદ્ધતિ—ભાષા શીખવવાની બીજી રીતને આપણે સૂચન રીત અથવા પદ્ધતિ કહીશું. કદાચ કેટલાકને એમ થશે કે ફક્ત પ્રશ્નોના સૂચનથી તો બાળકોને શીખવી ન શકાય. આ ખોટો ભ્રમ છે. સૂચન રીત થોડો અનુભવ માગે છે. થોડા અનુભવ પછી સૂચન પદ્ધતિ તમે અપનાવી શકો છો. સૂચન પદ્ધતિમાં હમેશાં જાણીતા સત્ય ઉપરથી અજાણ્યા સત્ય તરફ જવાય છે. તેથી જ પાઠ આપતી વખતે શિક્ષક પ્રસ્તાવમાં જાણીતી વસ્તુ રજૂ કરે છે. ત્યારબાદ વસ્તુનિરૂપણમાં શિક્ષક શિષ્યોને અજાણ્યા ક્ષેત્રમાં પ્રશ્નોદ્વારા લઈ જાય છે. સંકલનમાં બાળકોએ શોધેલાં સત્યનું પુનરાવર્તન કરવામાં આવે છે. દુનિયામાં જે જે શોધો થઈ છે તે આજ રીતે થઈ છે. સૂચન રીત સ્વાભાવિક, વિચારશક્તિ કેળવનારી, અને રસિક છે. તેથી બાળકોને ભણાવવામાં આવશ્યક છે. આ પદ્ધતિ માનસશાસ્ત્રના સિદ્ધાન્ત ઉપર રચાએલી છે.

અર્ધા કલાકમાં શીખવી શકાય તેટલો જ વિષય રાખવો, અને થોડું પણ પાકું શીખવવું. આ રીતે જ શિક્ષક સારૂં પરિણામ લાવી શકે છે. નવા શિક્ષકો પાઠ ખૂટી ન જાય તે માટે ઘણો લાંબો પાઠ તૈયાર કરે છે. પાઠ આપતી વખતે શિક્ષક ભણાવતો નથી પણ પોતાનો પાઠ પૂરો કરવા માટે દોડે છે. નથી એ પ્રશ્નોનો વિચાર કરતો કે નથી એ બાળકોની સમજશક્તિનો વિચાર કરતો.

સૂચન રીતમાં શિક્ષકને કહી દેવું પડે એના જેવું બીજું કાંઈ પણ શરમ ભરેલું નથી. વિષય ગોઠવવાની અને સવાલ પૂછવાની પણ એક કળા છે. પાઠ આપતા પહેલાં બાળકોનું જ્ઞાન કેટલું છે તેનું શિક્ષકે માપ કાઢવું જોઈએ. શિક્ષકે ધ્યાનમાં રાખવું કે બને ત્યાં સુધી પ્રશ્નોદ્વારા ધીરે ધીરે બાળકો પાસે જ સર્વ કઢાવવું.

સૂચન પદ્ધતિમાં કેવા પ્રશ્નો હોવા જોઈએ.

(૧) પ્રશ્નો સહેલા અને ટૂંકા હોવા જોઈએ. લાંબો સવાલ બાળકો યાદ રાખી શકતાં નથી અને તેથી કેટલીક વખત બાળકો ગૂંચવાય છે.

(૨) જેના ઉત્તર અનેક આપી શકાય એવો અનિશ્ચિત પ્રશ્ન પૂછવો નહિ.

(૩) પ્રશ્ન બાળકની બુદ્ધિ અને જ્ઞાનને અનુકૂળ જોઈએ.

(૪) સહેલા પ્રશ્નોથી શરૂઆત કરવી અને પછી ધીમે ધીમે અઘરી વાત ઉપર ચડતા જવું.

(૫) જવાબ સ્પષ્ટ અને સંપૂર્ણ લેવા. કેટલીક વાર એમ બને છે કે સંપૂર્ણ જવાબની અપેક્ષા રાખવા છતાં અપૂર્ણ ઉત્તરો મળે છે. છતાં પાઠ દરમિયાન સંપૂર્ણ તેમજ અપૂર્ણ જવાબો જરૂર સ્વીકારવા. બાળકો પાસે બધા જવાબ સંપૂર્ણ માગવાથી વર્ગમાં અસ્વાભાવિક વાતાવરણ પેદા થાય છે. ઘરમાં અને વ્યવહારમાં ઘણીવાર આપણે અધૂરાં વાકયોનો ઉપયોગ કરીએ છીએ, એટલે શિક્ષક બન્ને પ્રકારના જવાબ સ્વીકારે એ વધારે યોગ્ય છે.

ટૂંકમાં અજાણી બાબત પહેલાં જાણીતી, સંકુલ બાબત પહેલાં સાદી, વસ્તુના ગુણકથન પહેલાં તેનું પ્રદર્શન, નિયમ બાંધતાં પહેલાં તે સત્ય સાબિત કરતાં ઉદાહરણો અને વસ્તુની રજૂઆત પછી એમાંથી બોધતારવણી આવે એવી રીતનો પ્રશ્નોનો ક્રમ હોય તો જ તે સૂચન કહેવાય.

---

## માતૃભાષા

માતૃભાષા એટલે માતાપિતાની ભાષા, પૂર્વજોની ભાષા, જન્મ સાથે જીવનમાં જડાઈ–વણાઈ ગયેલી ભાષા, જિહ્વાગ્રે વસેલી અને હૃદયથી ઊઘડતી ભાષા.

માનવની પરમ મિત્ર એ એની માતૃભાષા જ છે. વિચારનું વાહન ભાષા છે. ભાષા જીવનની પોષક છે ને વળી બાળકના જીવનમાં એની અગત્ય વિશેષ છે. એ ભાષા જ એના જીવનમાં સહાયક બને છે.

શાળામાં એનું મહત્ત્વ ખૂબ છે. ઘણાખરા વિષયો પણ એ દ્વારા શીખવાના છે. એટલે એ વિષયો ત્વરિત તેમજ સારી રીતે શીખવામાં માતૃભાષા સહાયરૂપ થશે. બાળકને વિચારો વ્યક્ત કરવાનું એજ સરળ સાધન છે. અને એ સ્પષ્ટતાથી અને સહેલાઈથી કરવા માટે ભાષા પર કાબૂ જોઈએ.

બાળકની સમગ્ર કેળવણી તેની ભાષાદ્વારા જ શક્ય છે.

માતૃભાષા પરત્વે મમત્વ–ભક્તિ, સ્વભાવસિદ્ધ હોય છે.

પણ ખેદની વાત છે કે આપણે એ તરફ ઉદાસીન વૃત્તિ સેવીએ છીએ. એને માટે આજના સંજોગો, વાતાવરણ તથા અંગ્રેજી તરફનું વલણ, અંધમોહ વગેરે જવાબદાર છે.

અંગ્રેજ બાળકને, તેની માતૃભાષા, ભાષાને લગતી બધી જરૂરિયાતો પૂરી પાડે છે. પરંતુ વિચિત્ર છે કે માતૃભાષા હિન્દમાં ગૌણ ભાગ જ ભજવે છે.

ધંધા આદિમાં અંગ્રેજી ભાષા મહત્ત્વનો ભાગ ભજવે છે. પણ ભૂલવું નહિ કે લાગણી, મમતા, પ્રેમ, નિરાશા, ક્રોધ વગેરે વ્યક્ત કરતાં માતૃભાષા જ જીભને ટેરવે આવી ઉભે છે.

પરભાષા, જીવનના સૂક્ષ્મ ભાવો ને કોમલ સંબંધો કે પ્રસંગોમાં વિશેષ ઉપયોગી નથી.

કોઈ પણ ભાષા કે જ્ઞાન મેળવતા પહેલાં માતૃભાષા પર પ્રભુત્વ મેળવવું જરૂરી છે, આવકારદાયક છે.

પ્રત્યેક વિષયની પાયારૂપ માતૃભાષા છે.

માતૃભાષાને જીવનમાં મુખ્ય સ્થાન આપવું ને તેને ખીલવવી એ આપણી ફરજ છે.

મનુષ્ય માત્ર પોતાના વાહન માટે શબ્દ (સાર્થ અવાજ)નો ઉપયોગ કરે છે.

શબ્દ એ માણસની સમાજમાં રહેવાની પ્રબળ લાગણીથી જન્મ્યો છે એ ખરું જ, પણ તેનું જીવનબળ મનુષ્યના પરસ્પર વ્યવહાર પર અવલંબતું રહે છે. એ વ્યવહાર ને વિનિમય માતૃભાષાની સમૃદ્ધિ સિવાય કદી સફળ ને પ્રેરક થવાનો જ નહીં.

થોડાંક વિઘ્નો યા ઉણપો—આપણે એકધારી ફરિયાદો કરીએ છીએ. આપણા વિદ્યાર્થીઓને આપણી માતૃભાષાનું જ્ઞાન નથી, આપણા સ્નાતકો માતૃભાષા પર પ્રભુત્વ મેળવવામાં ઉદાસ છે. એમને નથી એમાં બોલતાં આવડતું, નથી સારો પત્રવ્યવહાર કરતાં આવડતો, નથી સારા લેખો લખતાં આવડતું. એમની જીભે માતૃભાષા વહતી નથી. આપણા જ લોકો આપણી ભાષાના પ્રસાદ વિષે ઉપેક્ષાવૃત્તિ સેવે છે.

આના જેટલી ભયંકર પરિસ્થિતિ બીજા કોઈ દેશમાં હોઈ શકે નહીં. જેણે ભાષા વિસારી એણે આખું મન વિસાર્યું, આખી શક્તિ વેડફી, વિદ્યા ખોઈ, વિકાસ અટકાવ્યો, વિનાશ નોંતર્યો.

પણ આવી સ્થિતિ હોવાનું કારણ શું ? ગૂજરાતી વિદ્યાર્થીને ગૂજરાતી ન કાં આવડે ?

આપણે અહીં એનાં કારણો વિચારીએ. એક વિચાર તરત સ્ફુરે છે. આજનો વિદ્યાર્થી અંગ્રેજી ભાષાના ભણતર ઉપર સમય અને શક્તિનો એટલો બધો વ્યય કરે છે કે જેથી એની પોતાની માતૃભાષા શીખવાનો એને અવકાશ જ રહેતો નથી. આ વસ્તુ સિદ્ધ કરવી બહુ જ સહેલી છે. કોઈપણ આદર્શ ગણાતી શાળાનું સમય પત્રક જોશો (હમણાં કૉલેજમાં પણ) તો માલમ પડશે કે અંગ્રેજીની સરખામણીમાં ગૂજરાતી શિક્ષણના કેટલા તાસ રાખવામાં આવે છે. નીચે એક એવો કોઠો આપ્યો છે.

| ધોરણ | ગૂજરાતીના તાસ | અંગ્રેજીના તાસ |
|---|---|---|
| ૧ | ૫ | ૧૦ |
| ૨ | ૫ | ૧૦ |
| ૩ | ૫ | ૧૦ |
| ૪ | ૩ | ૮ |
| ૫ | ૩ | ૧૧ |
| ૬ | ૪ | ૧૧ |
| ૭ | ૪ | ૧૧ |

Period = તાસ

ઇતિહાસ અંગ્રેજીમાં, ભૂગોળ અંગ્રેજીમાં, વિજ્ઞાન અંગ્રેજીમાં, ગણિત અંગ્રેજીમાં, સંસ્કૃત પણ અંગ્રેજીમાં ને હાલમાં તો કલા ને નૃત્ય પણ અંગ્રેજીમાં શીખવાય છે.

આમ ગૂજરાતી માટે શાળાના અભ્યાસક્રમમાં ઓછામાં ઓછો સમય વપરાય એ એક કારણ છે.

બીજું કારણ માતૃભાષાના અભ્યાસ માટે આપણામાં તીવ્રતા જ નથી. આપણે કયાં જીગર દઈ એનો અભ્યાસક્રમ ઘડીએ છીએ?

આખા વર્ષમાં બાળક કેટલું ગૂજરાતી શીખે છે? સો ગુણનો સવાલપત્રક નીકળે એટલું. પાંચ સાત સવાલ પૂછાય એટલું. ૩૩ ગુણે સફળ થઈ શકાય એવી વળી એમાં સગવડ. અંગ્રેજીમાં પાસ થવા ૪૦ ટકા જોઈએ. પરભાષા ખરી ને? એ લોકોની ભાષા સારી આવડવી જ જોઈએ. સાધારણ જ્ઞાન ન ચાલે! ગૂજરાતી ગમે તેટલું ભણે ને ગમે તેટલું યાદ રાખે, ગમે ત્યારે એની પરીક્ષા. પરીક્ષાના કાર્યક્રમમાં પણ અંગ્રેજીની પરીક્ષા પહેલે જ દિવસે ને છેલ્લી માતૃભાષાની. માતૃભાષા આમ અભ્યાસક્રમમાં પૂંછડે આવી બેઠી છે ને પૂંછડા જેમ વીંઝાય છે.

ત્રીજું કારણ આપણે ત્યાં પરીક્ષા પદ્ધતિની કચાશમાં છે. આપણે ત્યાં લેવાતી પરીક્ષાઓ વિદ્યાર્થીને પ્રેરક હોતી નથી. એની નીતિ ને રીતિ બન્નેમાં ઊણપ છે.

માતૃભાષાની તાલીમ કઈ રીતે આપવી એ વિષે આપણે જરા વિચારીએ.

એક તો પોતાની માતૃભાષામાં બાળક સફાઈથી ને મહેલાઈથી વિચારી શકે, તેમજ પોતાના ચિત્તમાં ઊઠતા

વિચારો અન્યને સંપૂર્ણ સફાઈ અને સાદાઈથી સમજાવી શકે એટલું જ્ઞાન એને હોવું જોઈએ.'

માતૃભાષા ઉપર એનું એટલું પ્રભુત્વ જોઈએ કે જે દ્વારા એ સાહિત્ય ને સાહિત્યમાં પ્રત્યક્ષ થતું સર્વ જ્ઞાન, વિચાર વિકાસ ને વિચારકોનું માનસ બને તેટલી ત્વરા ને સહેલાઈથી સમજી શકે.

માતૃભાષા જ વિચારોનું સબળ વાહન છે એ ભૂલવું ન જોઈએ અને એ વાહનને પોતાના વિચારવિનિમય માટે કલાથી વાપરવાની વિદ્યાર્થીમાં આવડત હોવી જોઈએ.

માતૃભાષાના સાહિત્યભંડારમાં જે કંઈ પદ્ય ને ગદ્યની શક્તિ યા સૌરભ હોય તેનો પરિચય એને મળે એટલું પ્રભુત્વ કેળવવું જોઈએ.

આટલું લક્ષમાં રાખી અભ્યાસક્રમ અને પરીક્ષાપદ્ધતિઓ યોજાવી જોઈએ.



## ૩

## ગુર્જરો; ગૂજરાત : એ નામ ક્યહારે પ્રાપ્ત થયું ?

"અહિંયાં આપણે ગુર્જરો વિશે અન્વેષણ કરવા જરા અટકીશું. અને તેઓને વિશે આપણે કેટલું જાણિયે છિયે તે જોઈશું, કારણકે તેઓએ જ અત્યારે ગુજરાત નામે ઓળખાતા પ્રદેશને એ નામ અર્પ્યું છે, અને દેશના નામપરથી જ ત્હ્યાંની ભાષાનું કાલક્રમે ગુજરાતી હેવું નામ પડયું. પરંતુ ગુર્જરો વિશે કાંઈ પણ કહેવા પ્હેલાં ગુજરાત એ નામ દેશને ક્યહારે પ્રાપ્ત થયું તે તપાશિયે. ભરતખંડના ભાષાવિષયક સમગ્રદર્શનમાં[1] સર જ્યૉર્જ ગ્રીઅરસન કહે છે કે ચાવડાઓના આધિપત્ય દરમ્યાન ગુજરાતને એ નામની પ્રાપ્તિ થઈ. આમ કહેવામાં એણે પ્રમાણ તરીકે મુંબઈ ગેઝેટીઅરના પુસ્તક ૧ ભાગ ૧ પૃષ્ઠ પાંચમાની ટિપ્પણીને સ્વીકારેલી છે. પરંતુ ગેઝેટીઅરમાં કરેલી એ ઉક્તિને માટે આપણને કાંઈ પણ પ્રમાણ ઉપલબ્ધ નથી. અદ્યપર્યંત ચાવડાઓ સંબંધે કોઈ પણ લેખ પ્રસિદ્ધ થયા નથી. અને તે વિશે જે કાંઈ ઉલ્લેખ જાણવામાં છે ત્હેની આ વિષયમાં કાંઈ ઉપયોગિતા નથી. ગુજરાત નામ વિશેની બીજી પણ ન્હાની સરખી ભૂલ સુધારવા જેવી છે. મુંબાઈ ગેઝેટીઅર એ નામને गुर्जर-त्त (પ્રાકૃત) અને गुर्जरराष्ट्र (સંસ્કૃત) હેમાંથી વ્યુત્પન્ન થયેલું માને છે. આ એક ચોખ્ખી ભૂલ છે અને હેનું મૂળ ઘણે ભાગે સુરાષ્ટ્ર અને મહારાષ્ટ્ર નામો સાથે સામ્યનો ભાસ થવામાં રહેલું છે. બીજી પણ ખોટી વ્યુત્પત્તિ એજ ગેઝેટીઅરમાં (૮૫મે પૃષ્ઠે) આપેલી મળી આવે છે, गुर्जरत्राभमांथी. આ નામો, गुर्जरराष्ट्र અને गुर्जरत्रा (જેમાંનું

---

૧. પુસ્તક IX ભાગ ૨ પૃષ્ઠ ૩૨૩મું.

બીજું તો તદ્દન કલ્પનામૂલક અને અર્થહીન છે તે), કોઈ પણ ગ્રન્થ કે લેખમાં નજરે પડતાં નથી. ઉલટું વ્રજલાલ શાસ્ત્રીએ[2] અને રા. દેવદત્ત રામકૃષ્ણ ભાણ્ડારકરે[3] દર્શાવ્યા પ્રમાણે गुर्जरत्रा નામ કેટલાએક જૂના ગ્રન્થોમાં અને લેખોમાં मण्डल ના એટલે કે પ્રાન્તના નામ તરીકે આપેલું છે; ગુર્જર-મંડલ કે ગુર્જરદેશ એ નામ પણ પ્રચલિત હતાં. गुर्जरत्रा શબ્દમાંથી गुजरात નામની વ્યુત્પત્તિ વાગ્વ્યાપારના નિયમો પ્રમાણે જ સહજ થઈ સકે છે. गुर्जरराष्ट्रमांथी તો गुजराठ રૂપ નીકળે; અને ઘણા મરાઠી બ્રાહ્મણો ગુજરાતને 'ગુજરાથ' અને ગુજરાતીને 'ગુજરાથી' કહેવાના પ્રમાદને વળગી રહે છે તે માત્ર ત્હેમના 'મરાઠા' અને 'મરાઠી' નામોના પરિચયનું પરિણામ છે. गुर्जरत्रा જ મૂળ શબ્દ હોવો જોઈયે એ પક્ષનું સમર્થન કરનારું અન્ય સાધન એ છે કે गांडी गुजरात જેવી ઉક્તિયોમાં અદ્યાપિ મૂળશબ્દનુ સ્ત્રીલિંગ જળવાઈ રહ્યું છે, અને હેવો જ સ્ત્રીલિંગનો પ્રયોગ પદ્મનાભના (વિ. સં. ૧૫૧૨માં રચાયેલા) कान्हडदे प्रबन्ध જેવા પુરાણા ગ્રન્થોમાં મળી આવે છેઃ

पूछइ वात पातसाह हसी। गुजराती ते कहीइ किसी॥ (ખંડ ૧, કડી ૨૧) 'ગુર્જરો' વિશે લેખમાં રા. દેવદત્ત ભાણ્ડારકર કહે છે કે પ્રથમ તો રજપૂતાનાનો એક ભાગ જ ગુજરાત કહેવાતો અને કાલક્રમે વધીને એ ભાગ પ્રબળ અને વિશાળ રાજ્યનું રૂપ પામ્યો અને કનોજ ત્હેની રાજધાની બન્યું; મહોદય વંશનો (ઈ. સ. ૯૧૪ના દાનપટ્ટમાં અને

---

૨. ગુજરાતી ભાષાનો ઇતિહાસ, પૃષ્ઠ ૬૯.

૩. "ગુર્જરો" બો. બ્રા. રૉ. એ. સો.નું જર્નલ, પૃષ્ઠ ४१૩ આદિક (ઇ. સ. ૧૯૦૨)

૬૧૭ના લેખમાં નિર્દિષ્ટ) મહીપાલ આ પ્રદેશ પર રાજ્ય કરતો ગુર્જર રાજા હતો અને હેની સત્તા એક સમયે કાઠિયાવાડ પર વિસ્તરી હતી (જો કે ત્હાર સૂધી તેણે ગુજરાતમાં પ્રવેશ ન્હોતો કર્યો); મહીપાલના સમયની પૂર્વે પણ ગુર્જર રાજ્યો હોવાની હકીકત લખાઈ છે અને ત્હેમની સત્તા રજપૂતાના પર પણ હતી, અને ચુઆન ચુઆંગના સમયમાં એક બળવાન્ ગુર્જર રાજ્ય હતું જેની રાજધાની ભિલ્લમાલ કે ભિનમાલમાં હતી; ગુર્જરવંશ શકજાતિમાંથી નીકળ્યો હતો અને ગુર્જરો ભરતખંડમાં ફેલાયેલા ઈ. સ.ના છઠ્ઠા સૈકાના પ્રારંભમાં આવ્યા; અને ઈ. સ. દશમા અને અગ્યારમા સૈકામાં ચૌલુક્યોની સત્તા ગુજરાતમાં જાગી ત્હાર પછી ગુર્જરો આજના ગુજરાતમાં ફેલાયેલા આવ્યા અને એ દેશનું ગુર્જરત્રા નામ પડ્યું (જે મૂળ રજપૂતાનાના એક પ્રદેશનું નામ હતું); ગુજરાતનું મૂળ નામ લાટ અને ચૌલુક્યોના સમયમાં પણ કેટલોએક વખત દક્ષિણ-ગુજરાત લાટ કહેવાતો. અનેક દિશામાં બહુ પરિશ્રમથી શોધખોળ કર્યા પછી જ રા. દેવદત્ત ભાણ્ડારકર પૂર્વગત નિર્ણયો પર આવ્યા છે.[૪] હેણે, અહિંયાં આપી સકાય નહિં એટલી, સંખ્યાબંધ, દલીલો આપી છે ત્હેમાંની એક ખાસ ધ્યાન ખેંચે હેવી છે. (ઈ. સ. ૬૧૬માં) અણુ ઝૈદે અને

---

૪. અહિયાં નોધવું ઘટે છે કે યુઆન ચુઆંગનું પિ-લો-મો-લો એ જ ભિનમાલ એ વિશેની (ગુર્જરોપરના લેખમાં દર્શાવેલી) પોતાની શંકા રા. દેવદત્ત ભાણ્ડારકરે ખેંચી લીધી છે, અને એ. એમ. ટી. જેક્સને પ્રતિપાદિત કરેલું તાદાત્મ્ય સ્વીકાર્યું છે. (પરલોકવાસી એ. એમ. ટી. જેક્સન વિશે તો ૧૯૧૧ના જાન્યુ. ના ઇન્ડિયન ઍન્ટિક્વરીમાંનો હેમનો લેખ જુવો.)

(ઈ. સ ૯૪૩માં) અલ માસુદીએ કરેલા જુઝ્રના રાજાના, અને જુઝ્ર સામ્રાજ્યના સ્થાનભૂત દેશરૂપે કનોજના, ઉલ્લેખ વિશેની એ દલીલ છે, એ ઉલ્લેખો મુબાઈ ગેઝેટીઅરના પુસ્તક ૧ ભાગ ૧ (પૃ ૫૨૬–૭ અને ૫૧૯)માથી ઉતારેલા છે અને જુઝ્ર એ ગુજર હેવો સર્વનો યથાર્થ અભિપ્રાય છે આ સબધે અત્યાર સૂધી કાઈ સ્પષ્ટીકરણ કરવુ બાકી હોય તો તે, હુ જાણુછુ ત્યહા સૂધી, એ શબ્દનુ અગભૂત ન્હાનુશુ વાગ્વ્યાપારનુ તત્ત્વ છે· 'ગ'ને સ્થાને 'જ', હેનુ કારણ આ હોઈ સકે કે યમન આરબો અદ્યપર્યંત જીમ વર્ણનો ઉચ્ચાર ગીમ કરેછે અને એ વર્ણવાળા પ્રત્યેક શબ્દમા પણ તેઓ ज ને સ્થાને ग બોલે છે, મિસર દેશના અને અન્ય આરબો હેનો ઉચ્ચાર ज કરે છે આથી કદાચ પૂર્વનિર્દિષ્ટ આરબ લેખકો જીમનો ઉચ્ચાર ग કરતા હોય એટલે ત્હેમણે સ્વાભાવિક રીતે ગુઝ્ર નામ લખવામા જીમ વાપર્યો હોય અને ભાષાન્તરમા અન્ય લિપિમા ઉતારવામા એ નામ સ્વાભાવિક સમજફેરથી જુઝ્ર રૂપે લેખાયુ હોય તો અસભવિત નથી અગ્રેજીમા પણ "G' વર્ણના ज અને ग બે ઉચ્ચાર થાય છે એ સૌ જાણે છે જેમ કે Gin (જિન) અને Gun (ગન)

રા દેવદત્ત ભાણ્ડારકર કહેછે કે એઓનો ગુર્જરો વિશેનો લેખ, મુબાઈ ગેઝેટીઅર પુસ્તક ૧ ભાગ ૧ના પરિશિષ્ટ ૩ જામા "ભિન્નમાલ" વિશેના લેખના ઐતિહાસિક અશ રૂપે આપેલા એ. એમ ટી. જેક્સનના ગુર્જરોપરના સમર્થ અને બહુમૂલ્ય લેખની એક પ્રકારની પૂરવણી છે તેથી એ અશમા સ્થાપિત કરેલા સિદ્ધાતોના ટૂક તારણની અહિયા નોધ આપવાથી લાભ થશે એ સિદ્ધાતો નીચે પ્રમાણે છે

(ક) ભરતખડમા ગુર્જરો ઇ સ ના ૫મા સેકામા આવ્યા

(ખ) છઠ્ઠા સૈકાના અંતમાં (ઇ. સ. ૫૮૫માં) તેઓએ અર્વાચીન ગુજરાત અને ભરૂચ જીતીને વલભીઓને (ઇ. સ. ૫૦૯–૭૬૬માં) પોતાનું આધિપત્ય સ્વીકારવાની ફરજ પાડી.

(ગ) ભિનમાલ (શ્રીમાલ) લાંબો વખત ઉત્તર ગુર્જર વંશની મુખ્ય શાખાની રાજધાની રહ્યું;

(ઘ) ગુર્જરો દક્ષિણમાં પોતે જીતેલો પ્રદેશ લાંબા કાળ સુધી જાળવી સક્યા નહિં; હ્યુએનત્સાંગના સમયમાં ખેડા અને વડનગર (આનંદપુર) બંને પર માલવાનું સ્વામિત્વ હતું, અને ભરુચના રાજાઓ ઘણું કરીને ચાલુક્યોને વશ હતા;

(ઙ) ગુર્જરોને (આરબનાં આક્રમણો વેઠ્યા પછી) એક નવા શત્રુની, રાષ્ટ્રકૂટોની, સંમુખ ટકવું પડયું જેઓએ દક્ષિણમાં ચાલુક્યને દબાવી દઈ ઉત્તર તરફ દૃષ્ટિ કરી.

(ચ) ભીમસેનના રાજ્યસમયમાં આશરે ઇ. સ. ૯૫૩માં ભિનમાલને, રાજધાનીરૂપે, તજવામાં આવ્યું, તે વખતે ૧૮૦૦૦ ગુર્જરોએ ભિન્માલમાંથી નિષ્ક્રમણ કર્યું;[૫]

---

[૫] પદ્મનાભના कान्हडदे प्रबंध પરથી જણાય છે કે ઈ. સ. ૧૩૧૧ને આશરે ચહુઆણક આધિપત્ય નીચે ભિનમાલ શ્રીમાલી બ્રાહ્મણોનું સમૃદ્ધિમાન્ સ્થાનક હતું. એ મહાકાવ્ય રચાયું વિ. સં. ૧૫૧૨માં એટલે કે, અન્તમાં (ખંડ ૪, ૩૩૭) કવિ પણ કહે છે તે પ્રમાણે, જાલોરની પડતી પછી ૧૪૫ વર્ષે, અને કવિ કહે છે (ખંડ ૩જો કડી ૨૨ આદિકમાં) કે જાલોર પરની ચઢાઈ દરમ્યાન અલ્લાઉદ્દીન ખિલજીના મુસલમાન સૈન્યે ભિનમાલને લૂંટ્યું હતું અને બાળ્યું હતું. આ પરથી

(છ) આ પરિત્યાગનુ મુખ્ય પરિણામ એ આવ્યુ કે ચક્રસમ્રાટ્‌નુ સ્થાન ભિન્નમાલથી અણહિલવાડ સક્રાન્ત થયુ, ત્હાનો પ્હેલો ચાલુક્ય રાજા મૂળરાજ હતો (ઈ સ ૯૬૧–૯૯૬), અને

(જ) ગુર્જર કે ભિન્નમાલ રાજ્યના કેટલાએક ભાગ પડી ગયા, જેમા સાભરના ચૌહાણો, માલવાના પરમાર અને અણહિલવાડના સોલંકી એ ત્રણ મુખ્ય હતા

## ગુર્જરોની ભાષા; દેશની ભાષાપર હેની અસર.

ગુર્જરો વિદેશીય હતા એ તો સર્વત સ્વીકારાયુ છે. આ તો નિશક છે કે ગુર્જરોએ આ દેશમા દૃઢ પ્રતિષ્ઠા મેળવી, અને તેઓ સ્થાનિક પ્રજા સાથે પૂર્ણરીતે એકભાવ પામ્યા આ સપૂર્ણ સમિશ્રણને પરિણામે આજે નીચેના પ્રશ્નો આપણુ ધ્યાન અત્યન્ત રોકનારા થઈ પડ્યા છે, ગુર્જરો પોતાની

---

ભિન્નમાલના આક્રમણનુ વર્ષ વિ સ ૧૫૧૨–૧૪૫ વિ સ ૧૦૬૭) ર આથી મિ જૅક્સને સ્થાપેના નિર્ણયને બાધ નથી આવતો એથી એટલું જ જણાય છે કે ગુર્જરમડળનું ચક્રવર્તિપદ ભિન્નમાલથી અણહિલવાડ સક્રાન્ત થયુ ત્યાર પછી સ્હાડા ત્રણ સૈકાઓ સુધી ભિન્માન શહેર સમૃદ્ધ રહ્યુ

क ભિન્નમાનની સમૃદ્ધિ અને પવિત્રતાનું વર્ણન આપતા પદ્મનાભ હેને ब्रह्मपुरी चहुआणा तणी ( ३ २५ ) કહે છે, વળી કડી ૨૮મા કહે છે કે भिनमाल श्रीमाली वसइ **શ્રીમાલીઓ ભિન્માલ**મા વસતા હતા

ख આ ગણના અણહિલવાડ પાટણના આક્રમણના સમય ઈ સ ૧૩૦૪ સાથે ઠીક બધ બેસે છે, કારણ કે પાટણ લૂટ્યા પછી અને સોરઠ પર ચઢાઈ કર્યા પછી પાછા વળતા મુસલમાન સેનાપતિયે ઈ સ ૧૩૧૧મા જાલોર લીધુ હતુ ૭ વર્ષનો ગાળો અસભવિત નથી

ભાષા સાથે લેતા આવ્યા હતા? ત્હેમની ભાષા કઈ હતી? દેશની ભાષા પર હેની શી અસર થઈ? તેમના આધિપત્યના સમય દરમ્યાન દેશની ભાષા કઈ હતી? હાવા અનેક પ્રશ્નો આપણું લક્ષ બળપૂર્વક ખેંચે છે, અને હેમાંના બનશે તેટલાનો યથાશક્તિ ઉત્તર આપીશું. આગન્તુક લોકો ભારતભૂમિ પર પગ મૂકતાં વાંત જ પોતાની ભાષા તજી દે એ અચિન્ત્ય છે. સ્થાનિક ભાષાપર ત્હેમણે થોડેઘણે અંશે પણ અસર ન કરી હોય એ પણ એટલું જ અચિન્ત્ય છે. ડૉ. ટેસિટોરીની સાથે આપણે, ગુર્જરો જ્યહાં જ્યહાં ગયા તય્હાં તય્હાં દેશના લોકો કને પોતાની ભાષાઓ ગ્રહણ કરાવતા ગયા હેવું કહેવા સૂધી જવાની જરૂર નથી. એ મત સ્વીકારતાં અત્યુક્તિ કરવા જેવું થાય છે. સામાજિક, ધાર્મિક, ઇત્યાદિ બીજી સર્વ દિશાઓમાં તેઓ દેશના લોકની સાથે સર્વાંશે એકરૂપ બની ગયા એ વાસ્તવિક સ્થિતિ સાથે પણ એ મતની સંગતતા ભાગ્યે જ સચવાશે; વળી, દેશની આજે બોલાતી અને તે પ્હેલાંના કાળમાં વિદ્યમાન ભાષાઓ ગુર્જરોના આગમનની પૂર્વની ભાષાથી સહસા વિભિન્ન થઈ ગઈ હોય એમ લાગતું નથી, પરંતુ પૂર્વકાલીન ભાષાના, વિકૃત છતાં પણ અવિછિન્ન, પ્રવાહરૂપે જોવામાં આવે છે એ સાક્ષાત્ જણાતી વિશિષ્ટતા સાથે પણ એ મત બંધ બેસતો નથી. આ વિષયમાં ગુજરાતી, મારવાડી અને અપભ્રંશ ભાષાઓનો માત્ર મુકાબલો કરી જોવાથી ખાત્રી થશે. કદાચ ડૉ. ટેસિટોરીના વચનનું અન્તિમ તાત્પર્ય એ હશે કે દેશીય ભાષાને ગુર્જરોએ પોતાની ભાષાનો કંઈક અંશ અર્પ્યો; આ અભિપ્રાયથી કોઈને વિરોધ નહિં રહે.

ગુર્જરોની પોતાની ભાષા શી હતી એ વિશે આપણા જ્ઞાનની સાંપ્રત અવસ્થામાં કાંઈ પણ કહી સકાય તેમ નથી.

પરિણામે દેશની ભાષાઓ પર હેની કેટલી અસર થઈ એ ચોક્કસ કરવું પણ આપણી શક્તિથી પર છે. જો કે ગુજરાતી-માંનાં અસંસ્કૃત તત્ત્વોમાંનાં કેટલાંએકનું મૂળ એ અસરમાં હશે એમ કહેવામાં હાનિ નથી.

ગુર્જરોની ચઢતીના સમયમાં દેશની ભાષા—પરંતુ હેમની સત્તા દરમ્યાન દેશની ભાષા કઈ હતી એ જાણવા માટે આપણી પાસે ન્હોળાં સાધનો છે. પ્રાચીન પાશ્ચાત્ય રાજસ્થાનીના વ્યાકરણમાંનાં ડૉ. ટેસિટોરીનાં બહુમૂલ્ય ટિપ્પણોના આરંભના પેરેગ્રાફોમાં એક સિદ્ધાન્તનું વિશદ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, જે સિદ્ધાંતથી, "ગુજરાતી ભાષાની ઉત્પત્તિ"[૬] વિશે મ્હેં લખેલા ગુજરાતી લેખમાં દર્શાવેલા અભિપ્રાયનું સ્વતંત્ર રીતે સમર્થન થાય છે. મ્હેં ત્ય્હાં એવું સૂચવ્યું હતું કે ઇ. સ.ના બારમા અને પંદરમા સૈકાની વચ્ચેના સમયમાં એક અતિ વિશાળ વિસ્તાર પામેલી ભાષા અર્વાચીન ગુજરાત અને રજપૂતાનામાં સર્વત્ર પ્રચારિત હતી (મ્હેં એ ભાષાને અન્તિમ અપભ્રંશ એ નામ આપ્યું છે); અને એ ભાષાના, છેક પંદરમા સૈકા પછી જ, ગુજરાતી, મારવાડી અને હેની સગોત્ર ભાષાઓ[૭] તેવા ભાગ ક્રમે કરીને થયા. આ તત્કાલપ્રચલિત ભાષાને ડૉ. ટેસિટોરીએ પ્રાચીન પશ્ચાત્ય રાજસ્થાની કહી છે, અને ઇ. સ. સોળમા સૈકાના અંતની લગભગ હેના ગુજરાતી અને મારવાડી હેવા ભાગ પડ્યા હેવું મત એ દર્શાવે છે.

---

૬. 'વસન્ત', વિ. સં. ૧૯૨૦, પૃ ૬૪૯.

૭. ઇન્ડિયન એન્ટિક્વરી પુસ્તક ૪૪ જાન્યુ. ૧૯૧૫માં મ્હારો Note on Some Special Features of Pronunciation etc., in the *Gujarāti Language* એ નામનો લેખ જુઓ.

આ ઉક્તિયો ચાલુક્યો દશમા સૈકામાં આવ્યા ત્યારબાદ બે કે ત્રણ સૈકા પછીના સમયને લાગૂ પડે છે. એથી પાછળ ચાલિયે તો માલુમ પડે છે કે દશમા સૈકાથી પાછળ જતાં છેક છઠ્ઠા સૈકા સૂધીમાં જુદા જુદા રૂપમાં અપભ્રંશ ભાષા બોલાતી, અને ઘણે ભાગે બીજી પ્રાકૃત ભાષાઓમાંની કેટલીએક બોલાતી—જેની સાથે આપણે અહિંયાં કાંઈ સંબંધ નથી, કારણકે ગુજરાતી મુખ્યતઃ અપભ્રંશમાંથી ઉત્પન્ન થઈ છે. ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાણ્ડારકર માને છે કે, અર્વાચીન સમયમાં જે દેશમાં વ્રજભાષા પ્રચલિત છે તે દેશમાં અપભ્રંશ ભાષા ઈ. સ. ના છઠ્ઠા કે સાતમા સૈકામાં વિકાસ પામી.[૮] આગળ ઉપર યોગ્ય સ્થાને આ વિષયની હું વિસ્તીર્ણ ચર્ચા કરીશ.[૯] ઇ. સ.ના આઠમા સૈકાના અન્તની લગભગમાં પારસીઓ ભરતખંડમાં આવ્યા અને સંજાનમાં ઊતર્યા તે સમયમાં અર્વાચીન ગુજરાતી ભાષા વિદ્યમાન હતી હેયો જે મત કેટલાએક દર્શાવે છે તેને હું યોગ્ય અનાદર પૂર્વક પડતો મૂકીશ; એ વિચાર ઉપપત્તિહીન અને હાસ્યપાત્ર છે; ગુજરાતી ભાષાના સમસ્ત ઇતિહાસ અને વિકાસક્રમથી હેને બાધ આવે છે.*

## ભૌગોલિક સીમા

હિંદના ત્રણ વિભાગઃ—ગંગા યમુનાનો પ્રદેશ તે પૂર્વમાં સાગર સુધી; યમુનાથી ગોદાવરી સુધી ને પશ્ચિમે સમુદ્ર સુધીનો; ત્રીજો ગોદાવરીની દક્ષિણનો પ્રદેશ.

---

૮. હેમનાં "વિલ્સન ભાષા વિષયક વ્યાખ્યાનો" પૃષ્ઠ ૩૦૨ જુવો

૯. જુઓ વ્યાખ્યાન ૫માનાં આરંભનાં પૃષ્ઠો.

* ન. ભો દિ ની વિલ્સન ભાષાશાસ્ત્ર વિષયક વ્યાખ્યાનમાળામાંથી

ગુજરાતની પશ્ચિમે સાગર, ઉત્તરમાં રણ ને અરવલ્લી, પૂર્વે ભીલ પ્રદેશ, વિંધ્ય ને સાતપૂડા, દક્ષિણે સાતપૂડા ને ડાંગનું વન.

ગુજરાતના કોટને બે મુખ્ય દ્વાર: એક માલવાનું મેદાન—માત્ર ૧૦૦૦ ફુટ જ લાંબો અને બીજી તો પાછલી બારી હતી, નાશીક ને દમણ વચ્ચેની થોડા માઈલની સપાટ ભૂમિની.

ગુજરાતીઓ માટે મુંબાઈ પણ એક અદ્‌ભુત પાટનગર છે.

મહા ગુજરાત:—કરાંચી, કલકત્તા, દિલ્હી ને મદ્રાસ, ટોકિયો, પેરીસ અને ન્યુયોર્ક.

એક સમય એવો હતો કે જોધપુરની આસપાસની ભૂમિ ગુજરાત–ગુર્જરત્રા ભૂમિ કહેવાતી અને અમદાવાદ ગુજરાતની બહાર ગણાતું. એકવાર સાબરમતીની ઉત્તરે ગુજરાત ગણાતું. પણ આજે તો દક્ષિણે મુંબાઈ સુધી વિસ્તરે છે. એકવાર શ્રીમાલ, ઝાલોર, વાંસવાડા ને નંદરબાર ગુજરાતનાં મથકો હતાં; આજે તે ગુજરાતની ભૂગોળની બહાર છે. આજે ઉત્તર થાણા અને પશ્ચિમ ખાનદેશમાં ગુજરાતીઓ વસે છે છતાં તેને કોઈ ગુજરાત ગણતું નથી. કાઠિયાવાડ ને કચ્છને ય ગુજરાત બહાર ગણાવનારા કેટલાક છે. કરાંચી ને કલકત્તામાં હજારો ગુજરાતીઓ વસે છે અને તો ય તે ગુજરાતમાં છે એમ માનવા મથે છે. એટલે સ્થળની મર્યાદાથી ગુજરાતની સીમાઓ બાંધવી એ અયોગ્ય છે. "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત."*

---

* ગુજરાતની અસ્મિતા–ક. મા. મુનશી.

## ૪

## શીખવવાની મતલબ

"અંગ્રેજીનો વિષય અમુક તાસમાં જ અંગ્રેજી શીખવવાથી બીજા વિષયોથી છૂટો પડી જાય છે. શાળાના હરેક વિષયમાં બાળકોએ પોતાના વિચારો, ભલેને મૌખિક હોય કે લેખિત હોય, સ્પષ્ટ રીતે સ્વભાષામાં દર્શાવવા જોઈએ." – હેડો.

ઉપલી ટીકા ગૂજરાતીભાષાના શિક્ષણને પણ લાગુ પડે છે.

ભાષા અને વિચારનો સંબંધ ઘણો ગાઢ છે. ભાષા વગર વિચાર નથી. ગમે તેટલો વિચારભંડોળ આપણી પાસે હોય પણ જો તેટલા જ પ્રમાણમાં આપણી પાસે ભાષા પર કાબૂ ન હોય તો તે વિચારભંડોળ સાવ નકામો છે.

ભાષા વડે જ આપણા વિચારોનું આવિષ્કરણ થાય છે. લખવામાં, વાંચવામાં અને બોલવામાં આપણે સ્વભાષાનો ઉપયોગ કરીએ છીએ. ઉત્તમ પ્રકારની બોલવાની શક્તિ કેળવવા માટે અને સચોટ લખાણ માટે ભાષા ઉપર પૂરતો કાબૂ હોવો જોઈએ.

સ્વભાષાદ્વારા મળેલા શિક્ષણથી બાળકોનો વિકાસ જલદી અને પ્રમાણસર થાય છે. બાળકો ગદ્ય કદાચ બરાબર સમજી શકે પણ કવિતાના ભાવો જાણવા માટે તો ઊંડા અભ્યાસની જરૂર છે. સ્વભાષામાં કવિતાનો રસાસ્વાદ જેટલો થઈ શકે એટલો પરભાષામાં કદી થઈ શકે નહિ. જ્ઞાન અને બુદ્ધિના વિકાસ માટે સ્વભાષા ઘણી ઉપયોગી છે.

સ્વભાષાની આટલી અગત્ય હોવા છતાં તેના તરફ આપણે ખૂબ જ દુર્લક્ષ રાખ્યું છે. આપણે ત્યાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ગૂજરાતીના શિક્ષણ ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવતું નથી. અત્યારસુધી આપણે ગૂજરાતીને ગૌણ સ્થાન જ આપ્યું છે. હાલમાં આપણે ત્યાં હોશિયાર, સુશિક્ષિત અને ચિબ્બટવાળા શિક્ષકોનું પ્રમાણ ઘણું ઓછું છે. તેથી ઘરમાં પણ બાળકો વાકયે વાકયે પરભાષાનો છૂટથી ઉપયોગ કરે છે. 'આ લીટી Straight નથી.' હું તો આજે ઘેર Late આવીશ' – આવાં અનેક બેહુદાં વાકયો આપણાં બાળકો બોલે છે.[1] યોગ્ય પાઠ્યપુસ્તકોના અભાવને લીધે પણ સ્વભાષાની અગત્ય ઓછી થઈ છે. કેટલીક વાર શાળા માટે મુખ્ય શિક્ષક યોગ્ય પુસ્તકોની પસંદગી કરતા નથી. ઉપયોગી પાઠ્યપુસ્તકોનો છૂટથી ઉપયોગ થાય તો જ સ્વભાષા સુધરે અને બાળકો સ્પષ્ટ બોલતાં શીખે.

ઉપર જણાવેલાં કારણોથી આપણે ત્યાં ગૂજરાતીનું જ્ઞાન ઉપલકિયું થઈ ગયું છે. ગૂજરાતી શબ્દોની જોડણી ચિત્રવિચિત્ર થવા લાગી. અને ગૂજરાતીના ઉચ્ચારોના પણ અનેક સૂરો નીકળવા લાગ્યા. શુદ્ધ ગૂજરાતી આપણી જીભ ઉપરથી ઊડી ગઈ. જ્યાં સ્વભાષા નબળી ત્યાં બીજી ભાષાઓ પણ નબળી જ.

---

૧ પારકા શબ્દો ભાષામા દાખલ થવાથી ભાષા બગડે છે એમ કહેવું ઠીક છે, પણ તેમા વિવેક રાખવો જોઈએ. 'મારે સ્ટેશન ઉપર જવું છે' આ વાક્યમાનો સ્ટેશન શબ્દ ભાષા બગાડતો નથી. પણ 'આ મારા ફાધર છે' એમાનો 'ફાધર' શબ્દ ભાષાને જરૂર બગાડે છે. 'ફાધર' શબ્દ વાપરવામા પિતાની 'શરમ' લાગતી જણાય છે. તેથી તે શબ્દોને લીધે ભાષા બગડે છે.

— વિનોબા ભાવે.

ગૂજરાતીની અસર બીજી ભાષા ઉપર પણ થઈ. સ્વભાષાનો પાયો નબળો હોવાથી આપણું સંસ્કૃત કાચું રહ્યું.

આ સ્થિતિ અસહ્ય બની. કેળવણીકારોને લાગ્યું કે ગુજરાતી ભાષાને આ પડતી દશામાંથી બચાવવાની જરૂર છે. આ જાગૃતિનાં અનેક કારણો છે. સંસ્કૃત ભાષાનો લોકોને મોહ જતો રહ્યો. જનતાને લાગ્યું કે સંસ્કૃત ભાષા વ્યવહારમાં બહુ ઉપયોગી નથી. પ્રાથમિક શિક્ષણનો પ્રચાર વધારે પ્રમાણમાં થયો. પ્રાથમિક શાળાઓમાં ગૂજરાતીશિક્ષણ ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો. મુંબઈની વિદ્યાપીઠે ગૂજરાતીનો વિષય મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં દાખલ કીધો. આથી વિદ્યાર્થીઓનું લક્ષ ગૂજરાતી ભાષા તરફ વધારે ખેંચાયું. વળી છેલ્લાં થોડાં વરસથી ગૂજરાત વિદ્યાપીઠે ગૂજરાતી સાહિત્યનો ઠીક ઠીક પ્રચાર કર્યો છે.

સ્વભાષા શીખવવામાં આપણી શી મતલબ હોઈ શકે? સ્વભાષા શીખવવાથી બાળકોને (૧) સાદી વસ્તુ સાદી ભાષામાં કહેતાં શીખવીશું, (૨) સાદી વસ્તુ સાદી ભાષામાં સાંભળતાં શીખવીશું, (૩) સાદી વસ્તુ સાદી રીતે વાંચતાં શીખવીશું, અને (૪) સાદી વસ્તુ સાદી રીતે લખતાં શીખવીશું. સ્વભાષાનું જ્ઞાન આપણને જીવનમાં વધારે વ્યવહારુ બનાવે છે, આપણે વધારે સારી રીતે જીવી શકીએ છીએ, અને આપણા મિત્રો સાથે વિચારોની આપ લે વધારે સરળતાથી કરી શકીએ છીએ. વળી સ્વભાષાના શિક્ષણથી આપણું જ્ઞાન વધારે દઢ થાય છે. સ્વભાષા ઉપર કાબૂ મેળવવાથી ઇતિહાસ, નાગરિક-શાસ્ત્ર, અંગ્રેજી વગેરેનું અધ્યયન સહેલું થઈ પડે છે. સ્વભાષા આપણા જીવનમાં સંસ્કારિતા પૂરે છે. સ્વભાષા વડે ઉચ્ચ

કોટિના લેખકોનો પરિચય થાય છે અને પરિણામે આપણા જીવનમાં ઉચ્ચ સંસ્કાર પડે છે.

સ્વભાષા વડે આપણે જ્ઞાન અને વિગતોનો ભંડોળ એકઠો કરી શકીએ. પણ આપણે તો આપણી ભાષામાં કાંઈ નથી અને બધું જ પરભાષામાં છે એમ માની બેઠા છીએ. પણ દિવસે દિવસે ગૂજરાતી ભાષાના સાહિત્યે સારા પ્રમાણમાં વિકાસ સાધ્યો છે. આપણાં બાળકોને જે છે તેનો લાભ તો જરૂર આપી શકીએ. સ્વભાષા બાળકોની સર્જક શક્તિ ખીલવે છે. દરેક વ્યક્તિ કવિ કે લેખક થઈ શકતી નથી. સાહિત્યનું સર્જક તત્ત્વ ખૂટી જાય તો સાહિત્ય પ્રગતિ કરતું અટકી જાય. ગૂજરાતી સાહિત્ય હજી પાછળ છે તેને આગળ વધારવાને પ્રયાસ કરવાની જરૂર છે.

## ૫

## વાચન

વાચન એ કલા છે. સુવાચનમાં જે મીઠાશ અનુભવીએ છીએ એ એમાં રહેલી કલાની છે. કલાયુક્ત વાચનમાં વાંચનાર તથા સાંભળનાર બન્નેને આનંદપ્રાપ્તિ થાય છે. ને આનંદ કલાનું અંગ પણ ખરું ને? જીવનમાં આનંદ આપવાનું કામ જ કલાનું છે. કહો ને કે કલા માત્ર આનંદ આપવાને જ છે.

વાચનમાં વ્યવહાર પણ છે. શબ્દના ઉચ્ચારણધારણમાં જે અર્થની કલ્પના યોજી છે ને તેનાથી જે સમજ યા અર્થ સરે છે તે વ્યવહાર. યુગયુગના અર્થ લઈને શબ્દ વહે છે. એ શબ્દના વાચનમાં એ 'અર્થ–વ્યવહાર' પ્રતીત થવો જોઈએ.

આમ વાચનમાં વ્યવહાર ને કલા, યા અર્થ ને આનંદ બન્ને છે. વ્યવહારની જડતા યા અર્થની ઘનતા કલાથી સહ્ય બને છે. જીવનમાં કલા આ જ કામ કરે છે.

આથી એટલું તો સિદ્ધ થયુ કે સુંદર વાચન ને તે માટેની શક્તિ બાળકમાં હોવી એ આવશ્યક છે. બાળકોની વાંચવાની તથા તેમને શીખવવામાં આવતી હાલની રીત સંતોષ-કારક ન કહી શકાય.

વર્ગમાં સારૂં વંચાય તે માટે બાળક વારંવાર પાઠ વાંચે છે. વાચન કરતાં ઘણીવાર પાઠ મોઢે થઈ જાય છે. આ ખોટી રીત છે. પરિણામે ચાલી ગયેલા પાઠો સિવાય બીજા પાઠો વાંચવા બાળક અસમર્થ નીવડે છે. વાચન બગડે છે. એવું વાચન સાંભળનાર તેમજ વાંચનાર બન્નેને કંટાળો આપે છે.

આ આપત્તિ નિવારવા આદર્શ વાચન જ બાળકોના કાને પડવા દેવું. વિદ્યાર્થી પાસે વારંવાર વંચાવવા કરતાં તેના કાન ઉપર સારું વાચન પાડવું એ ઈષ્ટ છે. વિદ્યાર્થી માત્ર સાંભળી ને સંસ્કાર લે.

વસ્તુના ભાવમાં શિક્ષક ઓતપ્રોત થઈ શકે તો જ વસ્તુઅંકિત લાગણીઓ કંઠમાંથી ઝણઝણે. ભાવાવેશપ્રવિષ્ટ શિક્ષકના વાચનમાં હલક, તાલ, યોગ્ય ગતિ, વગેરે વસ્તુઓ આપોઆપ આવિર્ભૂત થાય છે. અભ્યાસથી કેટલાક પ્રમાણમાં એ સાધ્ય છે. અભ્યાસી એને બુદ્ધિથી ગ્રહણ કરે છે.

વાચનની મતલબ—બુદ્ધિનો વિકાસ અનુભવદ્વારા થાય છે. પણ જીવન દરમિયાન આપણે દરેક વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ મેળવી શકતા નથી. આ સંજોગોમાં આપણે પુસ્તકોની અથવા વાચનની મદદ લેવી પડે છે. બુદ્ધિનો વિકાસ થાય તે માટે દરેક વ્યક્તિ ઓછાવત્તા પ્રમાણમાં વાંચે છે. વાચન શા માટે શીખવવું તેનો હજી આપણે વિચાર કર્યો નથી. વાચન શીખવવાનો મુખ્ય ઉદ્દેશ બાળકોમાં વાંચવાનો શોખ ખીલવવાનો તથા તેમનામાં રસવૃત્તિ પ્રેરવાનો છે, વાચનનો કોઈપણ હેતુ શિક્ષકના ધ્યાનમાં ન હોવાથી બાળકો શાળા છોડે છે ત્યાં જ તેમના વાચનના શોખની સમાપ્તિ થાય છે.

બાળકોમાં વાચનનો રસ કેવી રીતે ખીલવવો—

(૧) વાંચવાની કળા શીખવવી

(૨) ભાષા જ્ઞાન વધારવું

(૩) વિવિધ વિષયોનુ સામાન્ય જ્ઞાન આપવું.

આ ત્રણે હેતુ પાર પાડવા યોગ્ય વાચનમાળાની આવશ્યકતા છે. ભાષા, અર્થ કે ભાવ સમજતાં બાળકોને કયે ઠેકાણે કઠિન પડશે તે શિક્ષકે પોતાની નોંધ તૈયાર કરતી વખતે શોધી રાખવું.

ભાષાની કઠિનતા શબ્દના અર્થ, પર્યાય, વ્યુત્પત્તિ અને પદચ્છેદ જણાવ્યાથી દૂર થાય છે.

વ્યુત્પત્તિ અને પદચ્છેદ એ સમજૂતીમાં તેમજ વાંચવાના પાઠમાં મદદનીશ છે.

અર્થની કઠિનતાના ઉપાય પ્રદર્શન, ઉદાહરણ અને સ્પષ્ટીકરણ છે. પાઠને લગતું, પણ તેમાં ન આપ્યું હોય એવું કેટલુંક જ્ઞાન સમજૂતી વેળા આપવાની જરૂર છે.

લખનારનો ભાવ ન સમજાય અને સાંભળનારના હૃદયમાં તેની અસર ન થાય ત્યાંસુધી તેનો અર્થ જ બરાબર સમજાયો નથી એમ જાણવું.

શબ્દાર્થ સમજવો, ભાવ સમજવો, ને ભાવ સમજી તેમાં તદાકાર થઈ જવું એ ત્રણે જુદી જુદી વસ્તુઓ છે.

(૧) માત્ર શબ્દાર્થ જાણ્યાથી વાચનનો પૂર્ણ હેતુ સરતો નથી.

(૨) ભાવ સમજવાથી વાંચેલી વસ્તુ રસિક લાગે છે, પણ સમજ્યા વિના માત્ર શબ્દાર્થ જાણવાથી સૂનું સૂનું લાગે છે.

(૩) લખનારના ભાવમાં તદાકાર થવું જોઈએ. જે ભાવ લેખકે વ્યક્ત કર્યો હોય તે ભાવ આપણે અનુભવીએ તો જ વાચન સાર્થક છે.

**વાચનની સરળતા**—વાચન સરળ અને શુદ્ધ હોવું જોઈએ એ આપણે બધા જાણીએ છીએ. અભ્યાસક્રમમાં માનસશાસ્ત્રીઓએ ત્રણ વસ્તુ અગત્યની ગણી છે–વાચન, લેખન અને ગણિત (Three Rs). વાચનદ્વારા આપણા સાહિત્યના જ્ઞાનભંડારનો આપણે ઉપયોગ કરી શકીએ છીએ. સારા વાચન માટે ભાષાજ્ઞાન જરૂરી છે. કોઈ પણ ભાષા જાણવા માટે તે ભાષાનાં ચિહ્નો ઉકેલવાની જરૂર છે. બાળક ભાષાચિહ્ન ઉકેલીને ભાષા શીખી શકે છે. બાળક સરળ અને પદ્ધતિસર વાંચી શકે તે માટે તેની આંખ વાંચવાના શબ્દો પર સરળતાથી ફરવી જોઈએ. ઇ. સ. ૧૮૭૮ જાવાલ નામના ફ્રેન્ચ ડૉક્ટરે પહેલવહેલાં વાંચતી વખતે આંખ જે ગતિ કરે છે તે ગતિનો અહેવાલ આપ્યો હતો. વાંચતી વખતે આંખ એક ઠેકાણેથી બીજે ઠેકાણે કૂદે છે. શરૂઆતમાં આ કૂદકા ઘણા અનિયમિત હોય છે. પણ જેમ જેમ બાળક સારી રીતે વાંચતું થાય છે તેમ તેમ આંખના કૂદકાઓ વધારે નિયમિત થવાનો સંભવ છે. એટલે વાચનનો મુખ્ય આધાર એકી વખતે કેટલા શબ્દો નેત્રપ્રદેશમાં આવે છે તેના ઉપર છે. આંખના પ્રદેશમાં જેમ વધારે શબ્દો આવે છે તેમ વાચતી વખતે આંખને થોડું અટકવું પડે છે અથવા આખને વિરામસ્થાનો ઓછાં કરવાં પડે છે. વાચન ઝડપી થવાને માટે આંખ ને ઉચ્ચારસ્થળની ક્રિયા ઝડપી થવી જોઈએ.

વાચનમાં વાંચવું, સમજવું, ને સાર યાદ રાખવો એ મુખ્ય છે. આ બાબત પર શિક્ષકનુ સંપૂર્ણ લક્ષ હોવું જોઈએ.

આ ત્રણ લક્ષણો બાળકોના પણ ત્રણ વર્ગ કલ્પી લે છે.

(૧) માત્ર વાંચી જનાર,

(૨) વાચન ને સમજ બન્ને ક્રિયાઓ સાથે કરનાર અને

(૩) વાચન, સમજ, સાર ગ્રહણ ને સ્મૃતિ-વગેરે બધી ક્રિયાઓ કરનાર. 'સાર સ્મૃતિ' માટે વાચન શુદ્ધ, સરળ ને રસભર્યું હોવું જોઈએ. વાચનમાં શુદ્ધિ સરળતા ને રસિકતા એ ઉપરાઉપરી ચઢતાં પગથિયાં છે. આ ત્રણે ક્રમ ઉપર લક્ષ રાખવું. શુદ્ધિ વગર સરળતા નથી, ને એ બન્ને વિના રસ નથી.

શુદ્ધિઅશુદ્ધિ-વિચાર—વિદ્યાર્થી કેવા કેવા ઉચ્ચાર શા કારણથી કરે છે તેની શિક્ષકે નોંધ કર્યા કરવી, ને તે જ્ઞાનનો ઉપયોગ વાચન વેળા કુશળતાથી કરવો.

થોડીક ભૂલો—(શિખાઉ કરે છે તે)

(૧) મળતા આકારના અક્ષરની ભૂલ—સામ્યથી ઉપસ્થિત થતો ભ્રમ—દા. ત. ખમ, ઘધ, ઠઢ. ભમ, વપ વગેરેનો.

(૨) કાનામાત્રની ભૂલ—કારણ વિદ્યાર્થી શિખાઉ હોય છે. અને ઉતાવળે વાંચતી વેળા અર્થ પર લક્ષ આપતો નથી.

(૩) સ્થાનપ્રયત્નની ભૂલો—ત વર્ગને બદલે ટ વર્ગ ને ટ વર્ગને બદલે ત વર્ગ. સ, શ, ષ એકમેકને સ્થાને વાપરવા. આને સ્થાનભૂલ કહીશું.

કને બદલે ખ અથવા મ વાંચવો એ પ્રયત્નભૂલ. નીચ વર્ણનાં બાળકો સ્થાનભેદની ભૂલો સહજ કરે છે. જીભની ખોડને લઈને પણ આ ભૂલો થાય છે.

ઉપર્યુક્ત પ્રકારની ભૂલો શિખાઉ જ કરે છે. તે ભૂલો વર્ગમાં ધ્યાન આપતાં સુધારી શકાય છે.

(૪) ભાષાના પ્રાંતભેદથી થતી ભૂલો.

જન્મથી સાંભળેલી ભાષા ઝટ વિસરાતી નથી. ભાષાની આવી પ્રાંતભેદથી થતી ઉચ્ચારની ભૂલો સુધારવા શિક્ષકે ખાસ પ્રયત્ન કરવો પડે છે. પ્રાંત ભેદથી થતી ભૂલોની ટીપ એ માટે ઉપયોગી થઈ પડે છે—દા. ત. સુરતનો 'સ' ને ચરોતરનો 'શ'.

(૫) ગામડીઆપણાની (ગ્રામ્યાતાની) ભૂલો—દા. ત. સ ને બદલે હ.

સરળતા વિશે વિચાર

ઉચ્ચારની સ્પષ્ટતા, ઘટતી ઉતાવળ ને અર્થજ્ઞાન વિના વાંચવામાં સરળતા આવતી નથી. એ માટે મહાવરાની જરૂર છે.

સરળતામાં નડતા વિક્ષેપો –

(૧) અચકાતાં અચકાતાં વાંચવું
(૨) રાગડા કાઢવા, જૂના લોકોનો લહેકો
(૩) બીક અને આવડતની ખોડ જેને પરિણામે બાળકો અ....અ....અ એમ બોલતા પહેલાં કરે છે.
(૪) શબ્દ કે અક્ષર બેવડાવવા, દા. ત.—કા.....કા....કાણો. આ વસ્તુસ્થિતિ ઉતાવળનુ પરિણામ છે. એ બાળકની સિદ્ધિ કાચી છે એમ સૂચવે છે.

નીચે આપેલી સૂચના ધ્યાનમાં રાખવાથી બાળકોથી ભૂલો સુધરી શકે. જે અક્ષરો ઊંધા છતાં બોલાતા હોય તેને બાળકો પાસે ફરી ફરી બોલાવવા. આવા શબ્દ ઉપર કાર્ડ રાખવું અને એક પછી એક અક્ષર બાળકને બતાવવો. શબ્દોના અક્ષર નીચે લાલ ભૂરી લીટીઓ દોરવી બાળક જે શબ્દ વાંચે તેની નીચે તેને પેન્સીલ અથવા આંગળી મૂકવા કહેવું. ઉપર પ્રમાણે કર્યાથી બાળકને ક્રમવાર વાંચવાની ટેવ પડશે.

કેટલીકવાર વિદ્યાર્થીઓ મોટા શબ્દોના ઉચ્ચાર કરી શકતા નથી, આ માટે શિક્ષકે મોટા શબ્દના ભાગ પાડી નાખવા અને ત્યારબાદ બાળકો પાસે વંચાવવા. દા. ત. આદર-સત્કાર; આદર–સત્કાર (વ્યુત્પત્તિ ધ્યાનમાં રાખવી.)

આપણે ઉપર જોઈ ગયા કે કેટલીકવાર બાળકો શબ્દો છોડી દે છે, વાંચતા નથી. આનું મુખ્ય કારણ બાળકોની વાંચવાની બેદરકારી છે. જ્યારે જ્યારે વર્ગમાં આ પ્રકારની ભૂલો જોવામાં આવે ત્યારે શિક્ષકે વિદ્યાર્થી પાસે એ શબ્દ ફરીથી વંચાવવો એટલે બાળકની ભૂલ તરત સુધરી જશે.

રસભર્યું વાચન—

લખનારના મનનો બધો ભાવ સાંભળનારને પ્રત્યક્ષ થાય એવી રીતે વાંચવું તે રસભર્યું વાચન કહેવાય. આ કાર્ય અઘરૂં છે. રસભર્યું વાચન નીચે ગણાવેલાં તત્ત્વોની અપેક્ષા રાખે છે.

(૧) સંપૂર્ણ અર્થભાન
(૨) જોસ્સાનો અનુભવ
(૩) અને તેનું દર્શન
(૪) અનુભવની ઉત્કટતા

ભાવયુક્ત વાચન એ એક કળા છે. એના ઉપર સારા વક્તૃત્વનો પાયો છે. રસભર્યું વાચન કેમ બને? વાંચનારે લખનારના લખાણ સાથે એકાગ્રતા સાધવી. તેના વિચાર પોતાના માનવા. તેના જ જેવી લાગણીઓ જાગ્રત કરવી.

અર્થજ્ઞાન

(૧) તમે જાતે જ બોલતા હો એમ વાંચો.
(૨) વિરામ ચિહ્નોનું પાલન કરો.

(૩) ઘટતા ભારથી ને હળવે વાંચો.

(૪) રસ પ્રમાણે, સ્વર પર સામર્થ્ય મેળવી વાંચો.

દા. ત. હું કાલે પાઠ આપવાનો છું. આ વાક્યમાં હું, કાલે, પાઠ એ ત્રણે શબ્દોમાંથી એક એક પર ભાર મૂકી વાંચી જોશો તો ત્રણ વાર જૂદો જૂદો અર્થ નીકળશે. વળી ત્રણે શબ્દો પર એકી સાથે ભાર મૂકી વાંચવાથી ચોથો જ અર્થ નીકળશે.

પ્રીતિ, મશ્કરી, દિલગીરી, ઉત્સાહ, આશ્ચર્ય, ભય, કંટાળો, શાન્તિ વગેરે લેખ અથવા કાવ્યના ભાવ શિક્ષક એના વાચનદ્વારા તથા મુખના હાવભાવથી સારી રીતે સ્પષ્ટ કરે તો, વિદ્યાર્થીઓને સમજવાનું કાર્ય અર્ધું સરળ થઈ જાય છે. જો કે આ અનુભાવ ઢોંગ ભરેલા ન થાય તે ધ્યાનમાં રાખવાનું છે. એવો જ ભય કાવ્યમાં રાગડા નીકળી જાય એનો છે.

બાળકોને વાંચવાની ચોપડી ભાષા અને ક્રમમાં ચઢતી જાય એવી હોવી જોઈએ. ગમે તે વાચનમાળા ચાલતી હોય પણ શિક્ષકે ત્રણે હેતુ લક્ષમાં રાખવા.

શિક્ષકની કુશળતા—અનુભવી યા કુશળ શિક્ષક બાળકોની મુશ્કેલીઓ ઝટ પકડે છે. પાઠમાં જે આવ્યું તે સમજવાની શક્તિ બાળકમાં છે કે નહિ તે વિચક્ષણ શિક્ષક જાણે છે. ભાષાની કઠિનતા બે પ્રકારની: શબ્દની ને વાક્યરચનાની. વ્યુત્પત્તિ ને પદચ્છેદ ઉપર જોઈતું લક્ષ નવીન અને અતિ ઉત્સાહી શિક્ષક આપી શકતો નથી.

વિદ્યાર્થીને પોતાના અનુભવમાં નહિ આવેલી એવી વસ્તુ કઠિન લાગે છે. એ કઠિનતા તે વસ્તુના પ્રદર્શનથી દૂર

કરી શકાય. કેટલીક વસ્તુ અનુભવમાં આવેલી હોય, પણ જો વધુ સરળતાની જરૂર લાગે-તો તે મુશ્કેલી અન્ય ઉદાહરણો આપીને દૂર કરી શકાય. વળી કેટલીક વખત પરિચિત અને અપરિચિત વિચાર એકમેકમાં ગૂંચવાઈ જાય છે. એવી ગૂંચવણ એ વિચારનું પૃથક્કરણ અને સ્પષ્ટીકરણ કરવાથી દૂર થઈ શકે.

વાચનની તૈયારી—વાચન બરાબર શીખવવાની જરૂર પ્રાથમિક શાળામાં છે. બાળકને નિશાળ શરૂઆતમાં ઘણી વિચિત્ર લાગે છે. બાળકને ભાષા શીખવા માટે અનુકૂળ વાતાવરણની જરૂર છે. માટે આપણે જે વસ્તુ શીખવવાની હોય તેને રસિક બનાવવી જોઈએ. બાળકોને વાર્તાઓ અને ક્રિયાત્મક ગીતો ગમે છે. તો શરૂઆતમાં વાર્તાઓ અને ક્રિયાત્મક ગીતો બાળક આગળ મૂકાય એ ઇચ્છનીય છે.

અહીં એક બીજી બાબત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. અસલ આપણે બાળકોને પ્રથમ મૂળાક્ષરો શીખવતા, પછી શબ્દો અને છેલ્લે વાક્યો. હવે શિક્ષણપદ્ધતિનો ક્રમ બદલાયો છે. પહેલું વાક્ય અને પછી મૂળાક્ષર. કોઈ પણ ભાષા શીખવવા માટે આપણે ચાર પદ્ધતિનો ઉપયોગ કરીએ છીએ.

(૧) મૂળાક્ષર
(૨) શબ્દ
(૩) વાક્ય
(૪) વાર્તા

મૂળાક્ષર પદ્ધતિમાં શરૂઆતમાં ક, ખ, ગ, જેવા અક્ષરો શીખવવામાં આવે છે. ત્યારપછી બારાખડી, તે ઉપરથી શબ્દો અને આખરે વાક્યો બાળકોને શીખવાય છે. આપણી જૂની બાળપોથીઓ મૂળાક્ષર પદ્ધતિ પર જ રચાએલી

હોય છે. આ શિક્ષણ શૈલીમાં એક મોટો દોષ છે. ક, ખ, ગ, ઘ નો ક્રમ આપણને આમ સહેલો દેખાય છે પણ બાળકોની દૃષ્ટિએ તે સહેલો નથી. બાળકોને ન, મ, ગ, ત, લ જેવા કેટલા અક્ષર શીખવા સહેલા પડે છે. પરિણામે મૂળાક્ષર પદ્ધતિ પ્રમાણે કામ કરવાથી બાળકોને વાચન સહેલું થઈ શકતું નથી. આ પદ્ધતિમાં બીજો દોષ એ છે કે બાળક દરેક અક્ષર છૂટો વાંચે છે દા. ત. છ–ગ–ન. પણ તે આખો શબ્દ 'છગન' વાંચી શકતો નથી. વળી બાળકોને મૂળાક્ષરો અને બારાખડી ઘૂંટીને કંટાળો આવે છે અને પરિણામે બાળકોને ભણવાનું અરસિક અને કંટાળાભરેલું લાગે છે.

શબ્દ અને વાક્ય પદ્ધતિ—શબ્દ પદ્ધતિની શોધ ૪૦૦ વરસ ઉપર કોમિનિયસ નામના વિદ્વાને કરી હતી. શબ્દ પદ્ધતિમાં ચિત્ર અથવા પદાર્થની મદદથી મગ, પગ, પોપટ વગેરે શબ્દો શીખવવામાં આવે છે. ચિત્રની નીચે તે શબ્દ છાપેલો હોય છે. આ બધા શબ્દોને વાક્યમાં જોડવામાં આવે છે. શબ્દ પદ્ધતિ અરસિક છે તેનુ મુખ્ય કારણ એ છે કે શબ્દમાંથી બનેલાં વાક્યો એક બીજાથી જોડાએલાં હોતાં નથી. પરિણામે બાળકોને આ રીતે શીખવામાં બહુ આનદ આવતો નથી. વળી કેટલાક શબ્દો જે ચિત્ર દ્વારા સમજાવી શકાતા નથી તે શિક્ષકે બાળકોને કહી દેવા પડે છે. વાક્ય પદ્ધતિ આના કરતાં વધારે ઉત્તમ છે. પાસેના કોઈ પણ પદાર્થ ઉપર વાતચીત શરૂ થાય છે અને તે વાક્યોને પાટિયા ઉપર લખવામાં આવે છે. આમાં પણ એક વાક્યને બીજા વાક્ય સાથે સંબંધ ન હોવાથી બાળકોને જોઈએ તેવો રસ પડતો નથી.

અનુભવ પદ્ધતિ—કેટલીક અમેરીકાની શાળાઓમાં બાળકોને માટે શિક્ષક એક વિષય નક્કી કરે છે—દા. ત. સરકસ, મુસાફરીનાં સાધનો અથવા હિંદીઓનું જીવન. આના ઉપર નાની નાની વાર્તાઓ તૈયાર કરવામાં આવે છે. આ વાર્તા ઉપરથી વાચનની શરૂઆત થાય છે.

વાર્તા પદ્ધતિ—આ પદ્ધતિ ઉપર જણાવેલી પદ્ધતિઓમાં ઉત્તમ પ્રકારની ગણાય છે. વાર્તામાં બાળકોને રસ પડે છે. શિક્ષણ પ્રત્યે બાળકોમાં પ્રીતિ ઉત્પન્ન કરવા માટે વાર્તા ઉત્તમ સાધન ગણી શકાય. શિક્ષકે બાળકોને વાર્તા એવી રીતે કહેવી જોઇએ કે જેથી કરીને તેની રસવૃત્તિ સતેજ થાય. બાળકોનાં માનસને તે અનુકુળ પણ હોવી જોઈએ—દા. ત. પરીઓની વાર્તા, અદ્‌ભુત પ્રસંગોનું વર્ણન વગેરે. વાર્તામાં નવો શબ્દ જુદી જુદી રીતે વપરાવવો જોઇએ કે જેથી કરીને બાળકોના મગજમાં નવા શબ્દોની બરોબર છાપ પડે. વાર્તાનાં વાક્યો નાના નાના પૂંઠાની ચીપીઓ પર લખવામાં આવે છે અને પછી તે બાળકોની પાસે વંચાવવામાં આવે છે. આવી રીતે બાળકોને ભાષાની જુદી જુદી રમતોદ્વારા નવા શબ્દો શીખવવાના પ્રયાસો થાય છે.

અંતર્ગત પદ્ધતિ—ગેટ્સ નામના માણસે વાચન શીખવવાની એક નવી પદ્ધતિ શોધી કાઢી છે. વાર્તામાં આવતા શબ્દો, ચિત્રો, રમત અથવા બીજી યુક્તિઓદ્વારા બાળકોને શીખવવામાં આવે છે. બાળકો ચોપડીમાં ચિત્રો દોરે છે, અને કાગળો કાપીને ચોટાડે છે. આમ બાળક વાર્તા વાંચે તે પહેલાં તે વાર્તામાં આવતા શબ્દોથી પૂરેપૂરો પરિચિત થઈ જાય છે. વાર્તામાં વાપરેલા શબ્દો બાળકો સમજે છે કે નહિ તેને માટે જુદાં જુદાં

મનોયત્નો તેમને આપવામાં આવે છે. આ પદ્ધતિનો મુખ્ય આધાર વાચનના સાધન ઉપર છે. વાચનની શરૂઆત 'વાચનક્રિયા'થી જ થાય છે અને તેને માટે શરૂઆતમાં સાધનની જરૂર પડે છે.

વાચનનું માનસશાસ્ત્ર—માણસને વ્યવહારમાં મનમાં વાંચવાની જરૂર છે. શાળામાં આપણે બાળકોને વાચન એવી પદ્ધતિથી શીખવવું જોઈએ કે જે એને પાછળથી જિંદગીમાં ઉપયોગી થઈ પડે. વાચન શીખવવાને પાંચ પગથિયાં છે.

(૧) શરૂઆતમાં પુસ્તકમાં લખેલા શબ્દો બાળકો વાંચે છે.
(૨) વાચનમાં શબ્દોના અવાજો અને વિચારોનું મિશ્રણ થાય છે. કેટલીક વખત શબ્દોમાં અવાજ અને વિચારોનું જોડાણ આંખની મારફત તરતજ થઈ જાય છે. પણ દરેક બાબતમાં એમ બનતું નથી.
(૩) આંખદ્વારા સ્વીકારેલા વિચારોનું જોડાણ મગજમાં ઘટ્ટ બને છે.
(૪) તૈયાર થયેલા વિચારના શબ્દસમૂહને તૂટક તૂટક નહિ વાંચતાં વાંચનાર વાક્યમાં જ ગોઠવીને વાંચે છે.
(૫) વાચક ફક્ત પોતાને ઉપયોગી થઈ પડે એવા જ વિચારોનાં જોડકાં વાંચીને ગ્રહણ કરે છે અને બાકીના ઉપર વાચક ઉપલક ઉપલક નજર ફેરવી જાય છે.

ઉપર દર્શાવેલાં વાચનનાં પગથિયાંનો શિક્ષક જો બરોબર ઉપયોગ કરે તો શિક્ષણ સરળ શુદ્ધ અને તાલબદ્ધ થાય છે. પણ આપણે જોઈએ છીએ કે પ્રાથમિક શાળાની ઉણપ માધ્યમિક શાળામાં પણ જોવામાં આવે છે. માધ્યમિક શાળામાં ગુજરાતી શીખવવાને માટે ઘણો થોડો સમય રાખવામાં આવેલો હોય છે. પરિણામે કોલેજમાં વિદ્યાર્થીઓ

જ્યારે જાય છે ત્યારે તેમને ગૂજરાતીનો વિષય ઘણો અઘરો લાગે છે.

વાચનનો આધાર ચાર બાબત ઉપર રહેલો છે.

(૧) બાળકની જોવાની શક્તિ, આંખના સ્નાયુનો ઉપયોગ,
(૨) અનુભવ,
(૩) ભાષાનો પાયો અને
(૪) સામાજિક વર્તણુક.

દરેક બાળકની જોવાની શક્તિ જુદી હોય છે. કેટલાંક બાળકો સમગ્ર વસ્તુ જુએ છે. વસ્તુના ભાગ જોઈ શકતાં નથી. ઘરના વાતાવરણ ઉપર પણ વાચનનો આધાર છે. જે ઘરમાં માબાપ શુદ્ધ ગૂજરાતી બોલતાં હશે તેમનાં બાળકો પણ શુદ્ધ ગૂજરાતી વાંચશે. વાચનનો આધાર બાળકની બુદ્ધિ, સાંભળવાની શક્તિ અને ઘરના વાતાવરણ પર છે.

પ્રાથમિક અથવા માધ્યમિક શાળામાં આપણે જે વાચનનાં પાંચ પગથિયાં જોયાં તેનો ઉપયોગ કરવો પડશે. પણ વાચનના ક્રમમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે ભેદ રાખવો પડશે. પ્રાથમિક શાળાઓમાં

(૧) શરૂઆતમાં પાઠનો ટૂંકો સાર કહેવો,
(૨) અઘરા શબ્દોના ઉચ્ચાર વર્ગ પાસે બોલાવવા,
(૩) શિક્ષકનું વાચન અને
(૪) બાળકોનું વાચન એ પદ્ધતિ રહેશે.

વાચનક્રમ—અંગ્રેજી ધો. ૧, ૨, ૩ (ગૂજરાતી ધો. ૫, ૬, ૭) માટે–

(૧) થોડો સાર કહી જિજ્ઞાસા તેજ કરવી, અથવા પ્રશ્નોદ્વારા નવા શીખવવાના પાઠની તૈયારી કરવી. બને ત્યાં સુધી જાણીતી વસ્તુ ઉપરથી અજાણી વસ્તુ પર જવું.

(૨) શિક્ષકનું આદર્શવાચન.
(૩) શાંતવાચન
(૪) અઘરા શબ્દોની સમજૂતી વાક્યમાં વાપરી કરવી
(૫) અઘરા શબ્દોના ઉચ્ચાર કરાવવા
(૬) ભાવાર્થયુક્ત પ્રશ્નો
(૭) વિદ્યાર્થીઓનું વ્યક્તિગત વાચન

ધો. ૪, ૫, ૬ અને ૭ માટે—

(૧) એજ શિક્ષણશૈલી
(૨) અઘરા શબ્દો વાક્યમાં વાપરી શીખવવા
(૩) શબ્દોની વ્યુત્પત્તિ, ઇતિહાસ અને પર્યાય
(૪) પદચ્છેદ અને પૃથક્કરણ
(૫) કવિતામાં અલંકાર, છંદ, પદલાલિત્ય વગેરે.

આદર્શ વાચન—ઉપર જોઈ ગયા પ્રમાણે આદર્શ વાચન માટે આપણે ખાસ ચાર વસ્તુ ઉપર ધ્યાન આપવું પડશે:

(૧) વાચનની પસંદગી,
(૨) વાચનની અનુકૂળતા,
(૩) વાચનની આવડત અને
(૪) વાચનવિવેક.

વાચન અને વસ્તુ બન્ન મહત્ત્વના છે. બાળકોની કક્ષા પ્રમાણે વાચન હોવું જોઈએ. વધુ પડતું રસિક બનાવતાં ભાષાના દેહ તરફ દુર્લક્ષ આપવું નહિ. આદર્શ વાચનમાં બાળકની ભાષા બળવાન, તાલબદ્ધ, સંક્ષિપ્ત, કાવ્યમય, સ્વરાનુકૂળ, કર્ણપ્રિય, ભાવભરી ને આકર્ષક હોવી જોઈએ. બાળકોની શક્તિનું માપ હાથ આવતાં શિક્ષકે એની શક્તિથી થોડું હલકું વાચન લેવું.

**વાચનની અનુકૂળતા**—વાચનની અનુકૂળતા લાવવા માટે વિદ્યાર્થીઓનું ચિત્ત એકાગ્ર થવું જોઈએ. વિદ્યાર્થીઓમાં એકાગ્રતા લાવવા માટે

(૧) પ્રતિકૂળતાનું નિવારણ,
(૨) વાતાવરણની શુદ્ધિ,
(૩) સુઘડ અને સુંદર ગોઠવણી જોઈએ.

વિદ્યાર્થીની એકાગ્રતા ભંગ થાય એવું કશું હોવું ન જોઈએ. વાચનની અનુકૂળતા સાધવા માટે સંપૂર્ણ શાંતિની આવશ્યકતા છે.

**વાચનની આવડત**—શિક્ષકે ન ધીમું વાંચવું કે ન ઉતાવળે વાંચવું. શિક્ષકે માપસર વાંચવું અને બાળકોને તે પ્રમાણે વાંચવા કહેવું. શિક્ષકના વાચનમાં, શુદ્ધિ, ધ્વનિ, છટા, હલક, તાલ, યોગ્ય ગતિ, સ્વાભાવિકતા અને ભાવ જોઈએ. કવિ આદિને વાંચતાં સાંભળો. લેખકો પોતાના લેખનું વાચન કરે તે સાંભળવા યોગ્ય છે.

પાઠ કે લેખનો મધ્યવર્તી વિચાર સમજવાથી, વસ્તુનો વિકાસ કેમ થયો છે તે જાણવાથી, અને એ શબ્દના ઉપયોગ પાછળ રહેલા લેખકના પ્રયોજનને ઓળખવાથી આદર્શ વાચનને સફળ બનાવનારી ઘણી નાની મોટી બાબતો હાથ લાગે છે.

**વાચન વિવેક**—વાચન વિવેકનો મુદ્દો વ્યવહારનો છે. જેમની સમીપ આદર્શ વાચન કરવાનું છે તેમની શક્તિને ધ્યાનમાં રાખીને સમયનો નિર્ણય કરી વસ્તુની પસંદગી કરવી. વાચન શ્રવણ એક આનંદનો વિષય થાય તેમજ તેનો સંસ્કાર વિદ્યાર્થીઓ ઉપર પડે એ જોવું. આદર્શ વાચન એ સુવાચન ઉત્પન્ન કરવાનું એક ઉત્તમ સાધન છે.

કોઈ ભાષામા બોલવામા, સરળતા યા શક્તિ હોવી એ વ્યક્તિગત ચતુરાઈની વાત છે, જ્ઞાનની નહીં એ ચતુરાઈ તો મહાવરાથી આવે છે માત્ર નિયમોની ગોખણપટ્ટીથી નહીં મહાવરો ક્યા સુધી ? બોલ સ્વાભાવિક થાય ત્યાસુધી એ 'ભાષાભાષી' થાય ત્યાસુધી વિચાર મન્થન વગર બોલાઈ જાય એ પ્રકારની સહજ શક્તિ શિક્ષકે ચતુરાઈ વાપરી વધારવાની છે

હાલમા આપણા બાળકોને વાચવાને પુસ્તકો અનેક છે ગૂજરાતી ભાષામા સારી વાચનમાળાની જરૂર છે તે તરફ આપણુ ધ્યાન છેલ્લા દશબાર વરસમા ગયુ છે અને એને પરિણામે આપણી પાસે હાલમા અનેક જાતના પાઠ્યપુસ્તકો છે પાઠ્યપુસ્તકો તૈયાર કરનારાઓએ જૂના યુગથી માડીને નવા યુગ સુધીના સાહિત્યના નમૂનાઓ બાળકો પાસે મૂક્યા છે પણ જેમ અગ્રેજીમા નક્કી થયુ છે કે આઠ વરસના બાળકે ઓછામા ઓછા અમુક શબ્દો જાણવા તેમ આપણા આઠ વરસના બાળકને માટે કેટલા ઓછામા ઓછા ગૂજરાતી શબ્દો જાણવા આવશ્યક છે એ આપણે નક્કી કરી શકયા નથી એ વિષય તરફ હવે આપણે વધારે ધ્યાન આપવાની જરૂર છે

શાન્ત વાચન—જીવનમા મૂકવાચન અથવા શાન્તવાચનની અગત્ય વધારે છે દરેક ધધામા વધારે જરૂર શાન્તવાચનની છે ફક્ત, શિક્ષકો, વકીલો અથવા રાજદ્વારી પુરૂષોને અમૂક વખતે મોટેથી વાચવુ પડે છે શાન્તવાચનમા વાચાસ્થાનનો ઉપયોગ નહિ થવાથી બાળકો ઘણી ઝડપથી વાચી શકે છે શાન્ત વાચનમા બાળકની નજર છાપેલા કાગળ ઉપર પડે છે તેથી તેની આખ થોડે ઠેકાણે અટકે છે અને વધારેમા વધારે શબ્દો ગ્રહણ કરી શકે છે વળી શાન્તવાચનમા સારુ

વાંચનારની આંખ નિયમસર અને તાલબદ્ધ ફરે છે અને ખરાબ વાંચનારની આંખ અનિયમિત અને અચકાતી અચકાતી ફરે છે. એક વિદ્યાર્થી જો મોટેથી વાંચે તો એક મિનિટમાં ૭૦ શબ્દ વાંચી શકે છે પણ જો તેજ વિદ્યાર્થી મૂકવાચન કરે તો તે એક મિનિટમાં ૧૨૫ શબ્દ વાંચી શકે છે. શાંત વાચનથી બાળક ઝડપથી વાંચી શકે છે અને ભાવાર્થ સમજી શકે છે. આપણી શાળાઓમાં શાંતવાચનની જે પદ્ધતિ છે તે યાંત્રિક અને અરસિક છે. બાળકો શાંત વાચન દરમિયાન શાંતિ જાળવતાં નથી અને એકાગ્ર ચિત્તે વાંચતાં નથી. શાંત વાચન દરમિયાન જોડણીકોષનો ઉપયોગ જરૂરી છે. બાળકોને વાંચવામાં જે મુશ્કેલી નડે તે મુશ્કેલી જોડણીકોશની મદદ વડે દૂર કરવી જોઈએ. શિક્ષકે શાન્ત વાચન વખતે વર્ગમાં ફરતા રહેવું જોઈએ અને બાળકોની મુશ્કેલી દૂર કરવી જોઈએ. શાન્ત વાચન આપ્યા પછી શિક્ષકે પાટિયા ઉપર હેતુપ્રશ્ન લખવાની જરૂર છે. હેતુ પ્રશ્નો લખવાથી બાળકો એકાગ્ર અને શાન્ત ચિત્તે વાંચી શકે છે. વાચન ભાવપૂર્વક થવું જોઈએ અને સાહિત્ય તરફ પ્રીતિ ઉત્પન્ન થવી જોઈએ. વિદ્યાર્થીઓને શાન્ત વાચનની તાલીમ આપતાં નીચેના મુદ્દાઓ ધ્યાનમાં રાખવાની જરૂર છે :

(૧) પાઠનો મુખ્ય વિચાર ગ્રહણ કરવો,
(૨) શબ્દ, શબ્દસમૂહ અને અઘરા વાક્યો સમજવાં,
(૩) લેખકનો હેતુ સ્પષ્ટ સમજવો,
(૪) યાદ રાખવા માટે અગત્યના મુદ્દા પર ખાસ ધ્યાન આપવું,
(૫) વાચનની ઝડપ સાથે તેની મતલબ સમજવાની શક્તિમાં વધારો કરવો અને
(૬) પુસ્તકમાંની હકીકત કેટલે દરજ્જે ખરી છે તેના પર પૂરતો વિચાર કરવો.

શાન્ત વાચનનો મોટામાં મોટો ફાયદો એ છે કે વર્ગમાં ફરવાથી બાળકોની સામાન્ય મુશ્કેલીઓ કઈ છે તેનો પૂરેપૂરો ખ્યાલ શિક્ષકને આવી જાય છે. બાળકોને નડતી, ખાસ કરીને શબ્દાર્થ અથવા શબ્દોચ્ચારની, સામાન્ય મુશ્કેલીઓ વાચન પૂરું થઈ રહ્યા પછી શિક્ષકે પાટિયાપર સમજાવવી.

અંગ્રેજી ધોરણ પહેલા સિવાય દરેક ધોરણમાં શાન્ત વાચનનો ઉપયોગ થાય છે. ભાષાશિક્ષણની દૃષ્ટિએ શાન્ત વાચન ઉત્તમ પ્રકારનું ગણી શકાય. શાન્તવાચન ગદ્ય અને પદ્ય બન્નેમાં આપી શકાય છે.

વિશેષવાચન—વિશેષવાચન શાન્તવાચનથી જુદા પ્રકારનું છે. શાન્ત વાચન પાઠ જલદીથી વાંચી શકાય તેને માટે આપવામાં આવે છે. પણ વિશેષ વાચનનો ઉદ્દેશ તદ્દન જુદો છે. બાળકોમાં સાહિત્યપ્રેમ ખીલે, બાળકોને ભાષા માટે અભિરુચિ થાય તથા તેઓ ગૂજરાતી સાહિત્યકારોના જ્ઞાનનો ઉપયોગ કરે એ વિશેષ વાચનનો ઉદ્દેશ છે. ભાષા જાણવાને માટે તલસ્પર્શી તેમજ વિશાળ વાચનની જરૂર છે. બન્ને જાતનાં વાચનો સાહિત્ય તરફ અભિરુચિ ઉત્પન્ન કરે છે. બાહ્યવાચનમાં કેટલાક શબ્દોના અર્થ વાક્યોના સંબંધ ઉપરથી ગોઠવી લેવામાં આવે છે. એમ માનવામાં આવે છે કે આ પ્રમાણેનું વધારે વાચન થવાથી ઘણા શબ્દો ફરી ફરી વાંચવામાં આવે છે અને શબ્દભંડોળ વધે છે.

બહારના વાચન તરફ બાળકોનો પ્રેમ વધારવાની બે રીત છે. એક તો બાળકોને પુસ્તકાલયમાંથી પુસ્તકો ઘેર વાંચવા આપવાં અને બીજું, દરેક વર્ગ માટે અઠવાડિયામાં એક બહારના વાચનનો તાસ રાખવો. બાળકો પુસ્તકો લે, અને ત્યાં વાંચે. ન સમજ પડે તો જોડણીકોશનો ઉપયોગ કરે અથવા શિક્ષકને પૂછે. પુસ્તકમાંથી જે ગમે તેની નોંધ બાળક

પોતે કરી લે છે. શિક્ષક પરીક્ષા વખતે જો એમાંથી કંઈ સવાલ પૂછે તો બાળકોને ધ્યાન આપી વાંચવાની ઈચ્છા થાય છે.

વિશેષવાચન માટે કેવાં પુસ્તકો જોઈએ? બાળકોને હમેશાં વાર્તાઓમાં રસ પડે છે. વિશેષવાચનનાં પુસ્તકોમાં અદ્ભુત અને કલ્પિત વાર્તાઓનાં પુસ્તકો, નવલકથાઓ, ચરિત્ર વગેરેનો સમાવેશ થાય છે. હાલમાં બાળકો માટે બાહ્યવાચનમાં ઉપયોગી ગાંડિવ, દક્ષિણામૂર્તિ અને નવયુગનાં પુસ્તકો છે. શિક્ષકે પોતાનાં બાળકોને ગમે એવાં પુસ્તકોની યાદી તૈયાર કરવાની જરૂર છે. એવા પ્રકારની ગોઠવણ હોવી જોઈએ કે દરેક બાળક વરસની આખરે ઓછામાં ઓછા ૧૨ થી ૧૫ બહારનાં પુસ્તકો વાંચી શકે.

તપાસવાચન—શિક્ષકનું આદર્શવાચન થયા પછી બાળકો શાન્તવાચન કરે છે. ત્યારબાદ શિક્ષક પાઠમાં આવતા અઘરા શબ્દોના પર્યાય વગેરે સમજાવે છે. વ્યક્તિગત વાચન એ શિક્ષકના પાઠની પૂર્ણાહુતિ છે. ઘણા જ થોડા શિક્ષકો પાઠને અન્તે બાળકો પાસે સુંદર વાચનની આશા રાખે છે. શબ્દાર્થ પર એટલો બધો ભાર મૂકાય છે કે વાચન તો વિસારે પડે છે. કેમકે ગૂજરાતી ભાષા બધાને આવડે એવી આપણી ખોટી માન્યતા છે. બે ચાર બાળકો પાસે પાઠ વચાવાય છે. એને પરિણામે ભાષાની અશુદ્ધિનો વારસો જે પ્રાથમિક શાળા આપે છે તે અનામત વારસો આપણે કોલેજને સોંપી દઈએ છીએ.

વધારે સારો રસ્તો એ છે કે અઠવાડિયામાં એક દિવસ અથવા બે દિવસ બાળકોનુ તપાસવાચન શિક્ષકે લેવું. બાળકો ભૂલ કરે તો તે તરત શિક્ષકે સુધારવી નહીં. ઉત્તમ રસ્તો એ છે કે જ્યારે એક બાળક વાંચતું હોય ત્યારે બીજા બાળકો

ધ્યાનપૂર્વક સાંભળે અને થતી ભૂલની નોંધ લે એ શિક્ષકે જોવું. બાળકનું વાચન પૂરું થાય ત્યારે શિક્ષકે થયેલ વાચનમાં ભૂલ બતાવવા વર્ગને કહેવું. એ ભૂલો વ્યક્તિગત સુધારવી અને જરૂર પડે ઉપલા વર્ગ પાસે સુધરાવવી. આજ રીતે બાળકોની લાંબા વખતથી ચાલતી આવેલી ભૂલો સુધારી શકાય. આ પદ્ધતિથી બીજાં બાળકો સંભાળપૂર્વક વાંચે છે અને વાંચનાર બાળકની નકલ કરી શકે છે. ભૂલો કરનાર બાળકને પણ આ રીત હિતકર છે. પોતાની થયેલી ભૂલો પોતે શાન્તિથી સાંભળે છે અને પરિણામે તે પોતાની ભૂલો સારી રીતે અને હમેશને માટે સુધારી શકે છે.

સમૂહવાચન—ગદ્ય કરતાં પદ્યમાં સમૂહવાચનની અગત્ય વધારે છે. કાવ્ય ભાવ સહિત ગાવું એ પણ એક કળા છે. શિક્ષક ધારે તો પોતાને શીખવવાનું કાવ્ય ભાવસહિત બાળક આગળ રજૂ કરી શકે. દરેક બાળક ગાઈ શકતો નથી. છતાં એ દરેકને કાવ્ય ગાવાની તીવ્ર ઈચ્છા થાય છે. શિક્ષક ધીરે રહીને કાવ્ય ગાવાનું શરૂ કરે અને તરત વર્ગનાં બાળકો એ કાવ્ય ઉપાડી લેશે અને શિક્ષકને કાવ્ય ગાવામાં મદદ કરશે. આમ થાય તો સર્વ ક્રિયા સ્વાભાવિક લાગશે. ત્યારપછી શિક્ષકે ઉપાડેલુ કાવ્ય પૂરું કરવું. જો બાળકો વર્ગમાં અશક્ત હશે, શરમાતા હશે તો તેઓ હિંમત કરીને ગાશે અને તેમની જીભ છૂટી થશે; ને બાળકોને કાવ્યનો રાગ નહિ આવડતો હોય તો તેમને આવડશે. વળી કાવ્ય જો બરોબર ગાવામાં આવે તો બાળકો અંદરનો ભાવ બહુ સારી રીતે ગ્રહણ કરી શકે છે. બાળકો કાવ્યગૂંજન કરતા કરતાં કાવ્ય શીખી જાય એવું કાવ્યવાચન હોવું જોઈએ. એમાં શિક્ષણને અને કવિને બન્નેને યશ છે.

સભાવાચન—આમાં દરેક વિદ્યાર્થી વર્ગ સમક્ષ વાંચવાનો ફકરો તૈયાર કરે છે. વાંચવાનો વિષય બાળક સિવાય વર્ગના બીજા વિદ્યાર્થીઓને પરિચિત હોવો જોઈએ નહિ. બાળક વાંચવાની તૈયારી ઘેર કરે છે; અને તે શિક્ષક આગળ એકાદ વખત વાંચી જાય છે. વિદ્યાર્થીઓને આ પ્રકારના વાચનમાં આનંદ પડે છે કેમકે વાંચવાનો વિષય બાળકોને નવો હોય છે અને તે સારી રીતે વાંચી બતાવવામાં આવે છે. કેટલાક શિક્ષક દર અઠવાડીએ એક વાર સભાવાચન રાખે છે એથી બાળકોને આનંદ પડે છે અને ભવિષ્યમાં મોટી સભાઓમાં બોલવા માટે બાળકો તૈયાર થાય છે.

શિક્ષકસમક્ષ વ્યક્તિગત વાચન—ઘણું ખરું બાળક વાંચે છે અને શિક્ષક ભૂલ સુધારે છે. આ પ્રમાણે વર્ગના દરેક બાળકને વાંચવાની તક આપવામાં આવે છે. પણ એક એક બાળક શિક્ષક પાસે આવીને વાંચે અને શિક્ષક એની ભૂલ સુધારે તે દરમિયાન વર્ગના બીજા વિદ્યાર્થીઓને કાંઈ બીજા કામમાં રોકવામાં આવે એ ઉત્તમ રસ્તો છે. આ પદ્ધતિથી શિક્ષક દરેક બાળકના વાચન ઉપર પૂરતું ધ્યાન આપી શકે છે.

## ૬

## વાતચીત

ભાષાશિક્ષણમાં નિબંધશિક્ષણના જેટલું જ અગત્યનું સ્થાન વાતચીતનું છે. આપણે જોઈએ છીએ કે કેટલીક વાર પ્રૌઢ મનુષ્ય પણ બરાબર વાતચીત કરી શકતાં નથી. કોઈને મળવા જવું હોય તો વિચાર થઈ પડે, કેવી રીતે વાતચીત કરીશ, શું કરીશ, એમ થાય છે. આમાં દોષ શિક્ષણપદ્ધતિનો છે, વ્યક્તિનો નથી. વાતચીત એ કળા છે. અને એ કળા બાળકોને બરોબર શીખવવામાં આવે તો તે સાધ્ય થાય એમ છે.

પ્રશ્નોથી આપણે શાળામાં બાળકોને વાતચીત શીખવીએ છીએ. શરૂઆત શિક્ષક ઘણુંખરું પાઠના પ્રશ્નથી કરે. એ ઉચિત નથી. આરંભ પ્રશ્નો તો સાદા અને દરરોજના જીવનમાં ઉપયોગી થાય એવા હોવા જોઈએ. "ભાઈ તારું નામ શું? ક્યાં ગયો હતો? કેમ જમ્યો નથી?" આ પ્રકારની વાતચીતથી પ્રાથમિક-શાળામાં શરૂ કરવાની ખાસ જરૂર છે. આનાથીએ વધારે ઉત્તમ રીત તો એ છે કે વર્ગના બાળકોને બે કે ચારચારની ટુકડીઓમાં વહેંચી દેવા. અને પછી એમને જે વાત કરવી હોય તે કરવા દેવી. આમાં બે ફાયદા છે. એક તો શિક્ષક પોતાના વર્ગમાં સ્વતંત્રતાનું વાતાવરણ ખીલવી શકે છે અને બીજું બાળકોને જે બાબતોમાં રસ પડતો હોય તેની ચર્ચા અંદર અંદર કરી શકે છે. તેમને આ વાતચીત છૂપી રીતે નથી અથવા શાળાની બહાર કરવી પડતી નથી. ઘરની બાબતો અથવા પરિચિત વસ્તુ ઉપરથી આપણે કુદરત ઉપર જઈ શકીએ છીએ. બાળકો નદીમાં રેલ આવી હોય અને જોવા ગયાં હોય તો તેના પર પ્રશ્ન પૂછી

શકાય. ગામમાં ચોરી થઈ હોય, અથવા કોઈ જાણવા જેવો બનાવ બન્યો હોય તો તેના પર પણ પ્રશ્નો પૂછી શકાય. આમ કરવાથી બાળકોની હિંમત ખીલે છે. બાળકોને ક્યારે કેવી રીતે બોલવું તેનું ભાન થાય છે. ત્યારપછી શાળામાં ચાલતા અંકોના પ્રશ્નો પૂછવા. પારિભાષિક પ્રશ્નો પૂછતા પહેલાં ખૂબ વિચાર કરવો કે આ શબ્દ અહીં યોગ્ય છે કે નહિ, આ વાક્ય રચના બરાબર છે કે નહિ. 'શું'થી શરૂ થતા ઘણા પ્રશ્નો પૂછાઈ ગયા હોય તો બીજી જાતના પ્રશ્નો પૂછવા. ગૂજરાતી પાઠ વાંચતી વખતે આપણે ઉપર જણાવેલા પ્રકારની પૂર્વ તૈયારી કરતા નથી. અને તેથી જ કેટલીક વખત પ્રશ્નો થોડા થોડા વખતના હોય છે. કલ્પના અને ચિત્રો ઉપરથી પણ વાતચીત કરવામાં આવે છે. પણ ચિત્ર અને કલ્પનાપ્રશ્નોનો ઉપયોગ કંઈક સુનિરીક્ષણ પછી થાય તો વધારે સારું. બાળકોએ જોયેલી, તેમજ પ્રત્યક્ષ અનુભવેલી વસ્તુઓ પર પ્રશ્નો પૂછાય તો તેમને વધારે રસ પડે એ સ્વાભાવિક છે. ચિત્રના ઉપયોગમાં એક વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે. નીચલાં ધોરણમાં ચિત્ર સ્પષ્ટ અને બાળકોને સમજાય એવું જોઈએ. ઉપલાં ધોરણમાં ચિત્રો ભાવનાવાળાં અથવા લાગણી પ્રદર્શિત કરે એવાં હોય એ ઈચ્છવાયોગ્ય છે. શરૂઆતમાં વિદ્યાર્થીઓને ક્રિયાદર્શક ચિત્રો બતાવવાં. ચિત્ર ઉપર શિક્ષક અને બાળકો ચર્ચા કરે ત્યાર પછી શિક્ષક બાળકોને થયેલી વાતચીત નોંધપોથીમાં લખવા કહે. કેટલીક વખત એક ચિત્રને બદલે પાંચ છ ચિત્રો બતાવવાં. તેના ઉપરથી બાળકોને વાર્તા તૈયાર કરવા કહેવું. આરંભમાં બાળકોની અંદર અંદર વાતચીત પછી પરિચિત વસ્તુઓ અથવા પદાર્થો પર વાતચીત થાય ત્યારબાદ કુદરતના અવલોકન ઉપર વાતચીત થાય. ત્યારપછી ચિત્રો ઉપરથી

વાતચીત અને આખરે શીખેલા પાઠો ઉપરથી વાતચીત થાય. આ દર્શાવેલા ક્રમમાં શિક્ષકો જરૂર પડે સંજોગવશાત્ ફેરફાર કરી શકે છે.

કવિતાદ્વારા પણ વાતચીતને ઉત્તેજન મળે છે. ખાસ કરીને પ્રાથમિક શાળાઓમાં ક્રિયાત્મક ગીતો અથવા લોકગીતો બાળકો પાસે બોલાવવાં. આ પ્રકારનાં લોકગીતોથી બાળકોની ભાષા સુધરે છે. અને વળી તેમને કવિતા બોલવામાં આનંદ પડે છે.

લેખનના પ્રકરણમાં વાર્તા વિષે ઘણું લખ્યું છે. વાર્તા એ શિક્ષણનો પ્રાણ છે. વાર્તા કહેવાની પણ કળા છે. હજુએ ગામડામાં વાર્તા કહેવાની પ્રથા ચાલુ છે. રાત પડે, વાળુ કર્યા પછી લોકો ભેગાં ગળે અને ત્યારપછી એકાદ માણસ વાર્તા ઉપાડે. વાર્તા બે ત્રણ કલાક ચાલે અને બધાં રસલીન થઈ બેસી રહે છે. શરૂઆતમાં વાર્તાઓ ટૂંકી હોવી જોઈએ. નાનાં બાળકોને સાહસ અથવા પરાક્રમની વાતો ઘણી ગમે છે. એટલે વાર્તામાં સાહસનું તત્ત્વ આવે એ ઇચ્છનીય અને જરૂરનું છે. બાળકોને વાર્તાની રમત રમાડવી. વાર્તા થોડીક કહીને બાળકોને પૂરી કરવા કહેવું કે જેથી તેની કલ્પનાશક્તિનો વિકાસ તે સાધી શકે. અથવા તો વાર્તાનો અંત કહી આરંભ એમને કરવા કહેવું. શિક્ષક એકાદ વાક્ય બોલી વાર્તાની શરૂઆત કરે અને ત્યારપછી દરેક બાળક એક એક વાક્ય બોલતું જાય અને આ રીતે આખી વાર્તા પૂરી કરાય. શિક્ષક વાર્તાનો પાછલો ભાગ કહે અને વાર્તાની શરૂઆત બાળકો સૂચવે, અથવા તો વાર્તાના થોડા મુદ્દા ઉપરથી બાળકો આખી વાર્તા તૈયાર કરે. ટૂંકમાં વાર્તાનું સાહિત્ય એટલું મોટું છે કે શિક્ષક બાળકોને જેટલો લાભ આપવા ધારે તેટલો આપી શકે.

નાટ્યપ્રયોગો—વાતચીતને માટે જેટલી વાર્તા અગત્યની છે તેટલા નાટ્યપ્રયોગો પણ અગત્યના છે. મુંબઈ ઈલાકાની પ્રાથમિકશાળાના અભ્યાસક્રમમાં નાટ્યપ્રયોગોનું સ્થાન ઘણું ઊંચું છે. નાટ્યપ્રયોગો બાળકોની વૃત્તિને ખીલવી તેમને શબ્દોદ્વારા જ્ઞાન આપવામાં અગત્યનો ભાગ ભજવે છે. નાટ્યપ્રયોગ વડે તેમની ચપળતા, વિવેકબુદ્ધિ, સ્મરણશક્તિ વગેરે ખીલે છે. પણ આપણે અનુભવે જાણીએ છીએ કે જે લાભો ઉપર બતાવ્યા છે તેમાંનું કાંઈ બાળકોના પછીના જીવનમાં જોવામાં આવતું નથી. આનું મુખ્ય કારણ એ છે કે નાટ્યપ્રયોગોની પાછળ રહેલા ઉદ્દેશો આપણે બરોબર જાળવી શક્યા નથી. વળી જે નાટ્યપ્રયોગો કરવામાં આવે છે તે ફક્ત બહારની જનતાને બતાવવા ને ખુશ કરવા પૂરતા જ હોય છે.

હવે આપણે નાટ્યપ્રયોગોની અંદર કયા ઉદ્દેશોનો સમાવેશ થાય છે તે જોઈએ. પહેલી વસ્તુ એ છે કે બાળકોને ક્રિયા અથવા કામ કરવાની ઘણી હોંશ હોય છે. નાટ્યપ્રયોગ એ ક્રિયા છે અને તેથી આપણે સારી રીતે વાતચીત કરતાં શીખીએ છીએ. પરિણામે વાતચીતદ્વારા બાળકો ભાષા સરળ અને શુદ્ધ બોલી શકે છે. નાટ્યપ્રયોગોનું સ્થાન આપણી શાળામાં ક્યાં હોઈ શકે ? નાટ્યપ્રયોગો બધા ધોરણોમાં કરી શકાય. નીચલાં ધોરણોના પાઠમાં આવતી વાતચીત ઉપરથી નાટકો ભજવી શકાય. અથવા શીખેલી વાર્તા ઉપરથી પણ સંવાદ ગોઠવી શકાય. આવાં નાટકો ભજવવાને માટે ખાસ પૂર્વ તૈયારીની જરૂર નથી. "ઉડતી પેટી"ના પાઠમાં તપેલી, ચીપીઓ, સાણસી વગેરે બોલે છે. પાઠ સમજાવી રહ્યા પછી શિક્ષકે બાળકોને કહેવું કે જુઓ, તમારામાંથી એક સાણસી, એક

તપેલી અને એક ચીપીઓ બને. બાળકોને વર્ગની બહાર આવવા કહેવું અને પછી દરેક બાળક વર્ગસમક્ષ આપેલો પાઠ વાંચી જાય. તે દિવસ પાઠનું સંકલન નાટ્યપ્રયોગદ્વારા થાય. બીજી વખત જ્યારે "ઉડતી પેટી"નું પુનરાવર્તન કરવાનું હોય ત્યારે શિક્ષકે થઈ ગયેલા પાઠો પર પ્રશ્નો પૂછવા નહિ. પણ તેને બદલે બાળકોને ચોપડીની મદદ વગર સાવરણી, તપેલી, સાણસી વગેરેના પાઠો ભજવી બતાવવા કહેવું. નાટ્યપ્રયોગો કરવામાં આપણે કપડાંને વધુ મહત્ત્વ આપીએ છીએ. નાટકશાળામાં નાટકો ભજવવાં હોય તો તેને માટે યોગ્ય પોશાક જોઈએ. પણ નાનાં બાળકો માટે અને તે પણ વર્ગમાં ભજવવાનાં નાટકો માટે ખાસ પોશાક બહુ મહત્ત્વનો ગણી શકાય નહિ. શરૂઆતમાં આ જાતના નાટ્યપ્રયોગો પાઠને અન્તે કરાવો તો કદાચ અવ્યવસ્થા થાય. પણ ધીરે ધીરે અનુભવી શિક્ષક આ પ્રકારનું કામ પાઠને અંતે બાળકો પાસે સારી રીતે કરાવી શકે છે. બીજી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે નાટકો માટે ત્રણ ચાર જ સારા છોકરાને તૈયાર કરવા નહિ. આપણો ઉદ્દેશ દરેક છોકરાને શુદ્ધ બોલતો કરવાનો છે. તે માટે આપણે વારાફરતી બધાં બાળકોને નાટકો ભજવવાનો લાભ આપવો પડશે. શરૂઆતમાં બાળકો અટકી જાય છે, ચોપડીમાંથી વાંચે તેથી વર્ગમાં અવ્યવસ્થા પણ થાય છે. પણ આ પ્રકારના બે ત્રણ મહિનાના કામ પછી તો બાળકોને ખૂબ જ રસ પડશે અને શિક્ષકને બાળકોનો પૂરો સહકાર મળશે. બીજી એક મહત્ત્વની વાત એ છે કે નાટ્યપ્રયોગો નાના પણ સળંગ હોવા જોઈએ. અધૂરાં નાટકોમાં છોકરાંને બહુ રસ પડતો નથી. ઉપલા ધોરણમાં પણ શિક્ષક નાટ્યપ્રયોગોનો ઉપયોગ કરી શકે. આ ધોરણોમાં કેટલીકવાર બાળકોને બહારનાં નાટકો પણ ભજવવા કહેવું. કચ–દેવયાની, શકુન્તલાની

વિદાય, વગેરે ઘણાં શાળોપયોગી નાટકો શિક્ષક મેળવી શકશે. ઉપલાં ધોરણોમાં શાળાના પાઠો ઉપરાંત બહારનાં નાટકો ભજવવાં. બહારનાં નાટકો બાળકોને સૂચવવાં અને ત્યારબાદ છોકરાંઓને નાટક અંગેની બધી તૈયારી કરવા કહેવું. આવાં નાટકો તૈયાર કરવામાં ચાર છ મહિનાનો છોકરાંઓને વખત આપવો. આ સમયમાં છોકરાંઓ યોગ્ય પાત્ર શોધી કાઢે, દરેક બાળક પોતાનો પાઠ તૈયાર કરે, પાત્રોને યોગ્ય અને અનુકૂળ થાય એવા પોશાકોનો વિચાર થાય, નાટકને માટે અમુક ચિત્રો દોરાય અને જે નાટક ભજવવું હોય તેને માટે સંપૂર્ણ તૈયારી અને માહિતી મેળવાય. કદાચ કેટલાક શિક્ષકને એમ લાગે કે આ વધુ પડતા આદર્શ છે અને આ જાતના પ્રયોગો હાલની માધ્યમિક શાળાઓ જોતાં અશક્ય છે. અનુભવની વાત કહીએ. સંવાદો વાંચ્યા પછી અને બીજી કોલેજોનાં નાટકો જોયા પછી અમારા વર્ગના વિદ્યાર્થીઓએ અમને કહ્યું, "આપણે એક નાટક ભજવીએ તો કેમ?" અમે જવાબ આપ્યો કે વિચાર ઉત્તમ છે. તમે નાટક શોધો. અને તૈયાર કરો." વર્ગમાંના કેટલાક હોશિયાર છોકરાઓ ગૂજરાતીમાં લખાએલાં નાટકો જોઇ ગયા અને નક્કી કર્યું કે તેમણે "કાકાની શશી"નું નાટક ભજવવું. ત્યાર પછી તો નાટકને માટે યોગ્ય પાત્રો, યોગ્ય પહેરવેશ, અને સંગીતની તૈયારીઓ થવા માંડી. નાટક થીએટરમાં જ રાખવું અને જે પૈસા મળે તેમાંથી ગરીબ વિદ્યાર્થીઓને ફી અને પુસ્તકો આપવાનું નક્કી કર્યું. આ પ્રસંગ જ્યારે અમે વિચારીએ છીએ ત્યારે અમને ઘણો આનંદ થાય છે. બાળકોને યોગ્ય દોરવણી આપવામાં આવે તો શું ન કરે?

ચર્ચાસંઘો—ચર્ચાસંઘો પણ કેળવણીના ક્ષેત્રમાં ઘણું કરી શકે એમ છે. પણ ચર્ચાસંઘ પ્રત્યે શિક્ષકો અને

શિષ્યોએ પ્રીતિ કેળવી નથી. શાળાના મુખ્ય શિક્ષક જ્યારે શિક્ષકો ઉપર દબાણ લાવે ત્યારે ચર્ચાસંઘોની શરૂઆત થાય. મહિનામાં એકાદવાર છોકરાઓ એકઠા થઈ ચર્ચા કરે. પણ આવી જાતના ચર્ચાસંઘોમાં બાળકોને બહુ રસ પડતો નથી. "કરવાનું છે તેથી કરીએ છીએ." એ ભાવના હોય ત્યાં સુધી ચર્ચાસંઘોને સફળતા મળે નહિ. ચર્ચા ઘણુંખરું શાળાના વખત પછી-એટલે પાંચ વાગ્યા પછી-રાખવામાં આવે છે. આથી બાળકોને કંટાળો આવે છે. શાળાના સમય દરમિયાન રાખવામાં આવે તો છોકરાઓ તથા શિક્ષકોને ઓછો ત્રાસ થાય. બીજી અગત્યની વાત ચર્ચાનો વિષય છે. જીવન્ત વિષયો ઉપર ચર્ચા રાખવાની જરૂર છે. બાળકોની પાસે જીવન્ત વિષયોની પસંદગી કરાવવી. શીખી ગએલા પાઠો પર ચર્ચા કરવી—દા. ત. બાળકો શ્રી. મુન્શીનુ પાટણનું વર્ણન શીખી ગયા છે. આ ઉપરથી શ્રી. મુન્શીની નવલકથાઓ, તેમની લેખનશૈલી વિષે ચર્ચા થઇ શકે. ઇતિહાસમાંથી ચર્ચાના ઘણા વિષયો મળી આવશે. તે ઉપરાંત કેટલાક વિષયો એવા છે કે જેની ચર્ચાથી બાળકોનું સામાન્ય જ્ઞાન વધે. "ગ્રામજીવન", "બહારનું ખાવાથી થતા રોગો", "કરકસર બીજો ભાઇ છે" વગેરે ચર્ચાના વિષયોની લાંબી યાદી શિક્ષક પોતે તૈયાર કરે ને ત્યારપછી ચર્ચા થાય.

કેટલીક વખત અમુક બાળકને વર્ગની સમક્ષ બોલવા કહેવામાં આવે અને શિક્ષક બાળકને વિષય આપે અને બાળક તૈયાર કર્યા પછી વર્ગ સમક્ષ બોલે છે. પાંચદશ મિનિટથી વધારે બોલવા દેવાની જરૂર નથી. કેટલીકવાર જુદાંજુદાં બાળકો વર્તમાનસમાચાર કહે. દરવર્ષે એક શાળાની પાર્લામેન્ટ બોલાવવામાં આવે અને શાળાને લગતા વિષયો સંબંધી ઠરાવ કરવામાં આવે અને વિરોધ દર્શાવવામાં આવે. પાર્લામેન્ટમાં વધારે રસ

કેળવવો હોય તો બહારથી એક બે ધારાસભાના સભ્યોને આમંત્રણ આપવામાં આવે. આ રીતે બાળકોનું ઇતિહાસજ્ઞાન વધારે સચોટ થાય અને ભાષા ઉપર બાળકોનો કાબૂ વધે. કેટલીક વખત શાળાના મોટા વિદ્યાર્થીઓ સંઘચર્ચાઓ (panel discussions) કરે. બહુ ચર્ચાતો વિષય લેવામાં આવે અને તેના ઉપર વિચાર કરવામાં આવે. ચર્ચા કરનાર બાળકો વ્યાસપીઠ ઉપર બેસીને ચર્ચા કરે. સંઘચર્ચા (panel discussons) માં ચર્ચા હમેશાં સત્ય ઉપર રચાએલ હોવી જોઈએ. ચર્ચાસંઘથી બાળકોની બોલવાની છટા, વિચારશક્તિ અને વિવેચન કરવાની કળામાં ખૂબ જ સુધારો થાય છે.

---

## લેખન

નિબંધલેખનનું શિક્ષણ લલિતકળા તરીકે જ નહિ પણ સંસ્કારી જીવનની સ્વાભાવિક હાજત તરીકે અત્યંત વ્યાપક પ્રમાણમાં સામાન્ય કેળવણીમાં દાખલ થવું જોઈએ.

ઝેલાર્ડ કહે છે કે બાળકોએ નિબંધલેખનમાં ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું છે, તેમની બુદ્ધિનું પ્રમાણ પણ તેટલું જ ઊંચું છે. પણ આપણું નિબંધલેખન દિનપ્રતિદિન નબળું પડતું જાય છે એ વાત નિસંશય છે. નિબંધલેખનના મુખ્ય ચાર હેતુ હોઈ શકે :—

(૧) માતૃભાષામાં સાદું અને શુદ્ધ લખવું,
(૨) ભાષાનો ભંડોળ વધારવો,
(૩) સચોટ વિચારપ્રદર્શન અને ભાષા ઉપર કાબુ.

ઉપર જણાવેલા હેતુઓ ધ્યાનમાં રાખી આપણે બાળકોને નિબંધલેખન શીખવવું જોઈએ. હાલમાં ધો. ૧થી ત્રણ સુધી નિબંધલેખન જરાએ થતું નથી. જયારથી મુંબઈ વિદ્યાપીઠે ગૂજરાતીનો વિષય મેટ્રીકમાં દાખલ કર્યો ત્યારથી માધ્યમિક શાળાનાં ઉપલાં ધોરણોમાં નિબંધલેખન તરફ કાંઈક લક્ષ અપાયું છે. વરસ દરમિયાન શિક્ષક આઠથી દશ નિબંધો લખાવે છે અને લખાએલા નિબંધો પુરસદે તપાસે છે. આ પ્રકારના નિબંધો ભાષા સુધારવાને કેટલા ઉપયોગી થઈ પડે તેનો વિચાર તમે જ કરી લેશો. નિબંધનો અર્થ વિચારોને બાંધવા એવો થાય છે (નિ=પાસે, બંધ=બાંધવું). નિબંધમાં લેખક પોતાના જુદા જુદા વિચારોને એક ચોકઠામાં પદ્ધતિસર ગોઠવી દે છે. અસલમાં એમ મનાતું કે નિબંધ લખવાનો

ઇજારો તો ફક્ત મેટ્રીકના અને કોલેજના વિદ્યાર્થીઓનો છે. એટલે તે સમયમાં નિબંધ એટલે ફક્ત વિચારાત્મક નિબંધો. હાલમાં તો પ્રાથમિક શાળાના નવા અભ્યાસક્રમ પ્રમાણે નિબંધ લેખનની શરૂઆત ગૂજરાતી ધોરણ પહેલાથી કરવાની છે. ટૂંકમાં હળવા નિબંધોની શરૂઆત નીચલા ધોરણોથી કરવાની જરૂર છે.

નિબંધલેખનનો ક્રમ નીચે પ્રમાણે હોવો જોઈએ.

(૧) વાર્તાલેખન
(૨) પત્રલેખન
(૩) નિબંધલેખન.

લેખનકામની શરૂઆત વાર્તાથી થઈ શકે. નવા અભ્યાસક્રમ પ્રમાણે તો પ્રાથમિક શાળાના શિક્ષકોને ઘણું ઊંચા પ્રકારનું લેખનકામ બાળકો પાસે કરાવવાનું છે. જો નિયત કરેલુ કામ પ્રાથમિક શિક્ષક કરે તો માધ્યમિક શાળાના શિક્ષકની જોખમદારી ઓછી થાય અને માધ્યમિક શાળામાં દાખલ થતાં બાળકો સુંદર લેખનનો વારસો પોતાની સાથે લેતાં આવે. શિક્ષણનો મોટામાં મોટો નિયમ એ છે કે બાળકની જીજ્ઞાસાવૃત્તિનો ઉપયોગ કરી કેળવણી આપવી. બાળકોની જીજ્ઞાસા ખીલવવા માટે વાર્તા ઘણી ઉપયોગી થઈ પડે. ખાસ કરીને વાર્તાનો ઉપયોગ નીચલા ધોરણમાં કરવાનો છે. વાર્તાઓ બાળકોને અનેક રીતે આપી શકાય છે. શરૂઆતમાં બાળકોને વાર્તાના મુદ્દા આપવા અને તેના ઉપરથી આખી વાર્તા તૈયાર કરવા કહેવું. બીજી રીત એ છે કે શિક્ષક વાર્તાની શરૂઆત કરે અને વાર્તાનો અન્ત બાળકો સૂચવે. ત્રીજી રીત એ છે કે શિક્ષક બાળકોને વાર્તાનો અન્ત કહે અને બાળકોને વાર્તાની શરૂઆત સૂચવવા કહેવું. અથવા તો શિક્ષક

પાટિયા ઉપર વાર્તાની શરૂઆત અને અન્ત લખે અને બાળકોને વાર્તાનો વચલો ભાગ શોધી કાઢવા કહેવું. આવી અનેક યુક્તિઓથી બાળકો પાસે વાર્તા લખાવી શકાય અને બાળકોને વાર્તામાં રસ લેતાં કરી શકાય. વાર્તાઓ એ તો કલ્પિત સાહિત્ય છે એટલે બાળકોને સ્વાનુભવની જરૂર પડતી નથી. આત્મકથાઓ જેવી કે ફાટેલી ચોપડીની આત્મકથા અથવા સિક્કાની આત્મકથા પણ બાળકોની વિચારશક્તિને ઉત્તેજે છે.

હાલમાં માધ્યમિક શાળામાં જોઈએ તેના કરતાં વધારે પત્રલેખન થાય છે. અકૃત્રિમ પત્રોના રાફડા ફાટે છે. પત્ર-લેખનનો મૂળ ઉદ્દેશ એ હતો કે પત્રલેખનદ્વારા બાળકોને જીવનની જરૂરિયાતનો ખ્યાલ આપવો. બાળકોને એમ લાગે કે જે આપણે શાળામાં શીખીએ છીએ તેનો આપણે જીવનમાં ઉપયોગ કરવાનો છે. શિક્ષકે બાળકો પાસે માતા, પિતા અને મિત્રો પર કાગળો લખાવ્યા, બાળકો અરજી કરતાં શીખ્યાં અને શાળામાં વેપારીઓને પણ પત્ર લખ્યા; પણ શિક્ષકે બાળકોને કોઈપણ દિવસ ખરા—જીવનમાં લખાતા પત્રોનો ખ્યાલ આપ્યો નહિ. પરિણામ એ આવ્યું કે લખેલા પત્રો બાળકોને રસહીન લાગ્યા. આ અકૃત્રિમતા દૂર કરવાને શા ઉપાયો છે? શિક્ષકે બાળકો પાસે સાચા પત્ર લખાવવા. શાળામાં કાંઈ નવો પ્રસંગ બને અથવા તો ગામમાં કાંઈ અકસ્માત થાય તો ઉપલા વિષયનો ઉલ્લેખ કરતો પત્ર લખવા બાળકોને કહેવું. ખરી સ્થિતિ ઉપસ્થિત થાય અને પછી બાળકોને પત્ર લખવાનું કહેવામાં આવે તો જ તેમને આનંદ થાય. વળી વરસની શરૂઆતમાં બાળકોને પુસ્તકોની જરૂર પડે. આ પ્રસંગે બાળકો બુકસેલરને પત્ર લખી પોતાને જોઈતાં

પુસ્તકો મંગાવી શકે. વળી શાળામાં ઇનામોની વહેંચણી હોય તો તે પ્રસંગ સાધીને બાળકોને પોતાના મિત્રોને ઇનામની વહેંચણી વિષે પત્ર લખવા કહેવું. પત્રલેખનનું કામ ફક્ત પત્ર લખવાથી પુરૂં થતું નથી. પત્રની શરૂઆત અને પત્રના અન્ત ઉપર શિક્ષકે ખાસ ધ્યાન આપવાની જરૂર છે. પરબીડિયાં ઉપર સરનામું કરતાં પણ શીખવવાની જરૂર છે. આવા પ્રસંગો જો શિક્ષક શાળામાં ઉપસ્થિત ન કરી શકે તો શિક્ષક નીચલા ધોરણનાં બાળકોને ઉપલાં ધોરણનાં બાળકોને પત્ર લખવા કહેવું. વળી બાળકોને ખરા પત્રો લખી બતાવવા. આ માટે શિક્ષકે પોતાના અથવા પોતાના મિત્રો ઉપર આવતા સારા પત્રોનો ઉપયોગ કરવો. અંગત વિગતો બાજુએ મૂકી શિક્ષકે આવો પત્ર બાળકને વાંચી બતાવવો. વળી આપણે વિદ્યાર્થીઓને દરરોજનું 'સમાચાર પત્ર' તૈયાર કરવા કહી શકીએ. કેટલાક બાળકો છાપાને માટે જાહેરખબર તૈયાર કરે. કેટલાક બાળકો આમંત્રણપત્રો લખે.

માધ્યમિક શાળાના અન્તે એટલે સાતમા ધોરણ સુધીમાં આપણા હેતુ પ્રમાણે એક બાળક પોતાના વિચારો સચોટ શૈલીમાં અને શુદ્ધ ભાષામાં મૂકી શકે એટલી તાકાત તેનામાં આવવી જોઇએ. નિબંધોના મુખ્ય ત્રણ પ્રકાર પાડી શકાય :

(૧) કથનાત્મક
(૨) વર્ણનાત્મક
(૩) ચિંતનાત્મક

ચિંતનાત્મક નિબંધોને માધ્યમિક શાળામાં સ્થાન નથી. એક જમાનો એવો હતો કે જ્યારે પ્રેમ, સત્ય, ફરજ એવા વિષયો પર નિબંધ લખાવવામાં પ્રૌઢ શિક્ષકો અભિમાન લેતા. એવા નિબંધ માધ્યમિક શાળા માટે અયોગ્ય છે.

ધોરણ છઠ્ઠા અને સાતમામાં બાળકોને કથનાત્મક અને વર્ણનાત્મક નિબંધો લખાવવા. કથનાત્મક નિબંધોમાં કથા અથવા બનેલા બનાવ ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. જે ક્રમમાં તે બાબત બની હોય તે ક્રમમાં તે હકીકત ભાષાદ્વારા રજૂ કરવામાં આવે છે. કથનાત્મક નિબંધમાં અગત્યની વસ્તુ એ છે કે કથનનો ક્રમ જળવાઈ રહેવો જોઈએ અને અગત્યની વસ્તુઓની પસંદગી કરી તેનો જ ઉપયોગ કરવો જોઈએ. વર્ણનાત્મક નિબંધો બાળકોની નિરીક્ષણશક્તિ ખીલવે છે. આ પ્રકારના નિબધોમાં બાળકો સ્થળો, વસ્તુઓ અને વ્યક્તિનું વર્ણન કરે છે. ચિત્રવર્ણન, સ્થળવર્ણન વગેરે આમાં આવી શકે.

ઉપર ધોરણ પહેલાથી સાતમા માટે પદ્ધતિસર ક્રમ સૂચવવામાં આવ્યો છે. પણ ઉપલો નિબંધલેખનનો ક્રમ ધ્યાનમાં લઈએ તે પહેલાં એક વસ્તુ ખાસ ધ્યાન રાખવા જેવી છે કે નિબંધો પ્રત્યક્ષ અવલોકન પછી જ લખાવવા જોઈએ. 'ચોમાસાનો દિવસ' ઉપર બાળકો નિબંધ લખે અને તેના ઉપર ચર્ચા થાય અને છતાં યે બાળકોને પ્રત્યક્ષ અનુભવનો લાભ તો ન જ મળે. આથી બેહૂદું અથવા અકુત્રિમ બીજું શું હોઈ શકે ? આવા પ્રકારનું અવલોકન બાળકો પાસે કેરાવવું. બાળકોને અમુક વસ્તુ ઉપર નિબંધ લખવાનો છે એ કહેવાની જરૂર જ ન હોય. બાળકો સૃષ્ટિસૌંદર્ય જોશે, એટલે તેઓ જે જોશે તે વસ્તુની નોંધ લેશે. શિક્ષક બાળકોને કહે કે હમણાં હમણાં આપણો વર્ગ બહુ બહાર ફરે છે, તમે જે જોયું હોય તે વિષે નિબંધ લખી કાઢો, તો કેવું સારું ? કેટલાક ઉદ્યોગી બાળકોએ તો ક્યાં પહેલાં નિબધ લખી પણ કાઢ્યો હશે. ઉપલી બાબતમાં નવીનતા નથી તો પણ આ રીતે નિબંધ-

લેખનમાં રસિકતા અને નવું સર્જન આણી શકાય છે. બને ત્યાં સુધી ઉપલી પદ્ધતિ પ્રમાણે શિક્ષક કામ કરે તો વસ્તુનિરૂપણ સ્વતંત્ર અને સર્જનાત્મક બનશે.

આદર્શ લેખનની પાછળ કઈ ભાવનાઓ રહેલી છે તે તપાસીએ. આપણે બાળકોને સ્વતંત્ર લેખન લખતાં ક્યારે શીખવશું ? એમની સર્જનશક્તિ કઈ રીતે વિકાસ પામી શકે ?

નિબંધલેખનનો આધાર બે વસ્તુ ઉપર છે:—

(૧) અવલોકન
(૨) અનુભવ.

આપણે બાળકોને આંખનો ઉપયોગ કરતાં જરાએ શીખવ્યું નથી અને તેથી બાળકો ઉઘાડી આંખે ફરી, જોઈ શકતાં નથી. ઘણી વખત આપણા ઘરના દાદરના પગથિયાં કેટલાં છે, તેની પણ તેમને ખબર હોતી નથી. અવલોકનશક્તિ ખીલવવા માટે શરૂઆતમાં બાળકોએ જે વસ્તુનું અવલોકન કર્યું હોય તેવા જ વિષયો લેખન માટે લેવા. આવા વિષય ઘણા છે. શાળા, બાગ, મિત્રો, મહાદેવનું મંદિર વગેરે. તે સાથે બાળકોનો સૂવાનો ઓરડો, અભ્યાસનો ઓરડો વગેરે બાબતો ઉપર પણ નિબંધ લખાવી શકાય. અવલોકનની છાપ બાળકોના મગજ ઉપર પડે છે. અવલોકન અને અનુભવનું મિશ્રણ થઈ તેનો બાળકોના મગજમાંથી આવિષ્કાર થવો જોઈએ. એટલે લેખનમાં પહેલું પગથિયું અવલોકન છે. બીજું પગથિયું અનુભવ છે. ત્રીજું પગથિયું તે બેનું મિશ્રણ અને ચોથું પગથિયું અનુભવ અને અવલોકનથી પડેલી છાપનો આવિષ્કાર.

જે ઉક્તિનો મૌખિક આવિષ્કાર થયો તેને શિક્ષકે પાટિયા પર લખવી. શરૂઆતમાં બાળકો પાસે અલગ વાક્યો

બોલાવવાં. ત્યારબાદ બાળકો શિક્ષકની મદદ વડે પોતપોતાના અનુભવની ચર્ચા કરે. ત્યાર બાદ ચર્ચેલા મુદ્દા પાટિયા પર લખવામાં આવે. પછી બાળકોની મદદથી વિચારોની ગોઠવણી કરવામાં આવે. કેટલીક વાર અઘરા શબ્દો અને શબ્દસમૂહો પણ પાટિયા પર લખવામાં આવે. ત્યાર પછી બાળકોને પોતાના વિચારો બરાબર ગોઠવીને લખવાનુ કહેવામાં આવે.

જો શિક્ષક અવલોકન અને અનુભવનો ઉપયોગ કરે તો આપણા બાળકો શિષ્ટ સાહિત્ય, ઉત્તમ પ્રકારની કવિતા અને સરસ નાટકો લખી શકશે. સાધારણ વ્યક્તિ અને કવિમાં આ જ ફરક છે. કવિ જે ઝીણવટથી એક વસ્તુ જોઈ શકે છે તેમ સાધારણ માણસ જોઈ શકતો નથી.

વળી શિક્ષણશાસ્ત્ર પ્રમાણે આપણે શાળામાં વાર્તા, પત્રલેખન, આત્મકથા, પ્રવાસવર્ણન, સંક્ષિપ્ત સાર, ભાષાંતર વગેરે શીખવવાં જોઈએ. આ બધું શીખવતાં શિક્ષકને મૂંઝવણ થાય છે અને કયા ધોરણમાં શું કરવું એની સમજ પડતી નથી.

કેટલીક શાળા લેખનકાર્યના ત્રણ ભાગ પાડે છે—

(૧) પુનઃસર્જનાત્મક

(૨) કલ્પનાત્મક

(૩) વિચારાત્મક.

પુનઃસર્જનાત્મક (Reproductive) વિષયોમાં વાર્તા ફરીથી કહેવી અને વાર્તાના મુદ્દા ઉપરથી વાર્તા પૂરી કરવી એ બે મુખ્ય બાબતનો સમાવેશ થાય છે.

કલ્પનાત્મક વિષયમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે:—

(૧) પત્રલેખન
(૨) અધૂરી વાર્તા પૂરી કરવી
(૩) સંવાદો
(૪) કહેવતો સૂચવતી વાર્તાઓ
(૫) પ્રાણીઓની આત્મકથા
(૬) બાળકે પસંદ કરેલા વિષય ઉપર લખાણ.

વર્ણનાત્મક વિષયોમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે:—

(૧) પદાર્થનું અવલોકન કરી વાક્યો લખવાં
(૨) રમત અથવા પર્યટનનું વર્ણન
(૩) ચિત્ર અથવા જાહેરખબરદર્શક ચિત્રનું વર્ણન.

નિબંધલેખનની આ સામાન્ય રૂપરેખા ઉપરથી અમે શિક્ષકોને ઉપયોગી થઈ પડે તે માટે ધોરણ અનુસાર યોજના તયાર કરી છે. અનુભવ અને અવલોકન વિનાનો નિબંધ કે કોઈ પણ પ્રકારનું લેખનકાર્ય નકામું છે એ શિક્ષકે પહેલેથી જાણી લેવું ઘટે.

ધો. ૧. વાર્તા—ચિત્રની મદદ વડે જુદા જુદા વિષયો પર ચર્ચા, ચિત્રનો સાર, ચિત્રોની મદદથી વાર્તા તૈયાર કરવી.
પત્ર—મિત્ર કે સગાવહાલાંને પત્ર.
વર્ણન—પરિચિત વસ્તુ અથવા પ્રાણી.

ધો. ૨. વાર્તા—ચિત્ર ઉપરથી.
પત્રલેખન—અપરિચિત વ્યક્તિ અથવા શિક્ષક પર પત્ર.
વર્ણન—પરિચિત વસ્તુ, વ્યક્તિ અને સ્થળનું નિરીક્ષણ કર્યા બાદ વર્ણન.

સંવાદ—જાણીતા વિષયો પર સંવાદ.
નિબંધ—આત્મકથા. હું રાજા હોત તો, મોટર હાંકનાર હોત તો.

ધો. ૩. પત્રલેખન—વેપારી પત્રો.
વાર્તા—અધૂરી વાર્તા પૂરી કરો, વાર્તાના મુદ્દા ઉપરથી વાર્તા તૈયાર કરાવવી.
સંવાદ—થએલી વાર્તા ઉપરથી સંવાદ તૈયાર કરાવવા.
વર્ણન—સ્થળ, વ્યક્તિ, સહેલગાહ વગેરે.
સારાંશ—વર્ણનનો, અથવા કહેલી વાર્તાનો સાર.
નિબંધ—કલ્પનાત્મક વિષયો. (આ ધોરણોમાં શિક્ષકે બાળકો પાસે નીચેના શબ્દોનો ઉપયોગ કરાવવો—અને, માટે, પણ, જ્યારે, ત્યારે, તો પણ, છતાં, જ્યાં, ત્યાં)

ધો. ૪ અને ૫. વાર્તા—કહેવતો ઉપરથી વાર્તા બનાવવી.
વર્ણનો—સ્થળોનું વર્ણન, મુસાફરીનું વર્ણન.
પત્રલેખન—અરજીઓ વગેરે, છાપાના અધિપતિ જોગ પત્રો.
સારાંશ—વર્ણન, કથન અને ઉતારાઓમાંથી.
સંવાદ (નાટકના એક દૃશ્ય જેવા)—અનુભવેલા વિષય અને વસ્તુ પરથી.
અનુવાદ—ગદ્ય અને પદ્યનો.
ભાષાંતર—અંગ્રેજી ઉતારા પરથી.
નિબંધ—કલ્પનાત્મક, કથનાત્મક, ચરિત્રાત્મક, આત્મકથો.
કાવ્યલેખન—પ્રસિદ્ધ કવિઓનું અનુકરણ.
(વિરામ ચિહ્નો પર શિક્ષકે પૂરું ધ્યાન આપવું.)

ધો. ૬ અને ૭. વાર્તા—જેની અંદર ચર્ચાને સ્થાન હોય તેવી.

પત્રલેખન—વર્તમાનપત્રોને પત્ર, ભાવનાસૂચક પત્રો.

વર્ણન—ભાવનાદર્શક જૂનાં સ્થળોનું વર્ણન, ઐતિહાસિક વ્યક્તિઓ અથવા મહાન પુરુષનાં જીવનચરિત્રો.

સારાંશ—ભાષણનો, વર્તમાનપત્રોનો, લેખોનો વગેરે.

નિબંધ—કથાત્મક, કલ્પનાત્મક.

ભાષાંતર—અંગ્રેજી ઉતારા પરથી.

સમીકરણ અને સમીક્ષા—પુસ્તક, ખોલપટ અને માસિક પરીક્ષણ.

તા. ક.—૧. વિચારાત્મક વિષયો પર નિબંધો લખાવવા નહિ.

૨. રા. બ. રમણભાઈ, મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ ત્રિપાઠી, ન. ભો. દિ., પ્રૉ. આ. ધ્રુવ, પ્રૉ. અ. ક. ત્રિ., કે. હ. ધ્રુવ, નર્મદાશંકર, નવલરામ કાલેલકર, વગેરેના નિબંધો બાળકોને વાંચી બતાવવા.

આ ઉપરાંત ગુજરાતી સાહિત્યના સારા સારા લેખો શિક્ષકે બાળકોને મહિનામાં એક અથવા બે વાર વાંચી બતાવવા. જેથી કરીને બાળકોને ઉત્તમ પ્રકારના નિબંધોનો લાભ મળે. નિબંધના આ પુસ્તકમાંના કથિત પાઠો જોશો તો તમને ખ્યાલ આવશે કે ઉત્તમ પ્રકારના નિબંધો બાળકોને કેવી રીતે ઉપયોગી થઈ પડે છે. બાળકો સમક્ષ ઉત્તમ પ્રકારના નિબંધવાચનની ખાસ આવશ્યકતા છે.

**નિબંધોની તપાસણી**—બાળકોએ કરેલી ભૂલો શિક્ષક સુધારે નહિ અથવા સુધારે પણ તે ભૂલ બાળકો પાસે

સુધરાવે નહિ તો શિક્ષકે કરેલી મહેનત અફળ જવા સંભવ છે. જ્યારે બાળકો લખતા હોય ત્યારે શિક્ષકે વર્ગમાં ફરવું અને બાળકોની મુશ્કેલી દૂર કરવી અને થોડાક બાળકોનું તેમની હાજરીમાં એ જ કામ તપાસવું. દર અઠવાડીએ આ રીતે પાંચ અથવા છ નોટો બાળકો સમક્ષ તપાસવામાં આવે તો તેનું પરિણામ ઉત્તમ આવે છે. એ ન બને તો શિક્ષકે દર અઠવાડીએ નવરાશના વખતમાં પાંચ છ બાળકોનું લેખનકાર્ય જોવું અને તેમની ભૂલો બતાવવી. આ પ્રકારનો પ્રયોગ કરવામાં આવ્યો છે અને સફળ થયો છે. જેમ બને તેમ બાળકો જ પોતાની ભૂલ સુધારે એ ઈચ્છવા યોગ્ય છે. ખૂબ લાલ શાહીના લીસોટાઓ કરવાથી લેખન સુધરતું નથી, કદાચ બગડવાનો સંભવ છે. જોડણીની ભૂલો બાળકો જોડણીકોશની મદદથી સુધારે. વર્ગની સામાન્ય ભૂલો માટે શિક્ષકે વર્ગમાં ચર્ચા કરવી અને થયેલી ભૂલો પાટિયા ઉપર લખી બતાવવી. કેટલાક વર્ગના પાંચ અથવા છ ભાગ પાડવામાં આવે છે. જે છોકરો હોશિયાર હોય તે છોકરો નિબંધ તપાસે છે અને થયેલી ભૂલોની એક કાપલી તૈયાર કરીને શિક્ષકને આપે છે. ત્યાર પછી શિક્ષક ભૂલો ઉપર ચર્ચા કરે છે. આ પદ્ધતિ પણ સ્તુત્ય છે. આથી હોશિયાર બાળકોની બુદ્ધિ ખીલે છે અને નબળાં બાળકો હોશિયાર બાળક પાસે પોતાની ભૂલો સુધરાવી લે છે અને ભવિષ્યમાં એવી ભૂલો ન થાય તે માટે પ્રયત્ન કરે છે.

અક્ષર કેમ સુધારી શકાય ? બાળકોના અક્ષર સુધારવાનું કામ પ્રાથમિક શાળાના શિક્ષકોનું છે. પણ આ જવાબદારી માધ્યમિક શાળાના શિક્ષકો પર પણ આવી પડે છે. બાળકના અક્ષર સારા થાય તે માટે ચાર બાબત ઉપર ધ્યાન આપવાની જરૂર છે.

(૧) ઘાટ
(૨) કદ
(૩) અંતર અને
(૪) સુઘડતા.

ગૂજરાતી લિપિમાં જુદા જુદા પ્રકારના આકાર ને મરોડ હોય છે. કોઈને અમુક મરોડ સારો લાગે અને કોઈને બીજી જાતનો મરોડ સારો લાગે; કેટલાક અક્ષર સીધા હોય અને કેટલાક વાંકા હોય. એટલે અક્ષરનો ઘાટ બાળકોના મનમાં ઠસી જવો જોઈએ. ઘાટની સાથે અક્ષરનું કદ પણ અગત્યનું છે. અક્ષર પહોળો પણ નહિ, લાંબો પણ નહિ અને જાડો પણ નહિ એવો હોવો જોઈએ. એક અક્ષર મોટો હોય અને એક અક્ષર નાનો હોય તો અક્ષર ખરાબ લાગશે. વળી બાળકો જે લખે તે સમાંતર લીટીમાં લખાવું જોઈએ. તેઓ લખે ત્યારે સુઘડતા જાળવવાની જરૂર છે. બાળકો લખતી વખતે ડપકો પાડે અને છેકી નાંખે, આ સ્થિતિ ઉત્પન્ન થાય તે પહેલાં તેને શિક્ષકે દબાવી દેવી જોઈએ. તેમને પહેલેથી જ સ્વચ્છતા જાળવવાને સૂચના કરવી જોઈએ.

બાળકો શા વડે લખે છે તે તરફ આપણે ભારે દુર્લક્ષ આપ્યું છે. માધ્યમિક શાળામાં ઘણાંખરાં બાળકો પેનથી લખે છે. કેટલાક કલમથી લખે છે અને કિત્તાથી તો કોઈ લખતું જ નથી. ઇન્ડિપેન ખરચાળ છે અને અક્ષર સુધારવાને મદદરૂપ થઈ પડતી હોય એમ લાગતું નથી. સારા અક્ષરને માટે બાળકો પાસે શિક્ષકે કલમનો ઉપયોગ કરાવવો જોઈએ અને કલમ કેવી રીતે પકડવી તે પણ બતાવવું જરૂરી છે. તાત્પર્ય એ જ છે કે ગૂજરાતી અક્ષરો સુધારવા માટે પૂરતી કાળજી રાખવાની જરૂર છે.

# કૉપી અને સુલેખન

ગયા પ્રકરણમાં બાળકો પાસે સ્વતંત્ર નિબંધ કેવી રીતે લખાવવો તે વિષે વાત થઈ. ખાસ કરીને પ્રાથમિક શાળામાં અને અંગ્રેજી પહેલા, બીજા અને ત્રીજા ધોરણોમાં કૉપી લખાવવામાં આવતી. કૉપી લખાવવાથી બાળકોના અક્ષરના મરોડો સુધરે છે એમ મનાતું. કૉપીના સમયમાં શિક્ષકને નિરાંતે બેસવા મળતું અને કેટલીક વખતે શિક્ષકો પોતે ચઢી ગયેલા કામનો નિકાલ લાવતા. પરિણામ એ થયું કે જે કૉપી લખાવવાનો મૂળ ઉદ્દેશ હતો તે ચાલ્યો ગયો. 'સાપ ગયા અને લીસોટા રહ્યા' એ કહેવત પ્રમાણે શિક્ષકો બાળકોના અક્ષરમરોડો સુધારવાને બદલે નિરાંતે વર્ગમાં બેસે અને સમય પૂરો થતાં સહી કરી કૉપી નીચે ટીકા કરે 'અક્ષર સુધારો.' ટૂંકમાં કૉપીલેખનથી જે સુધારાની આશા રાખવામાં આવી હતી તે ફળીભૂત થઈ નહિ.

એનું સ્થાન અત્યારે કેટલીક શાળાઓમાં સુલેખને લીધું છે. સુલેખનનો ઉદ્દેશ પણ બાળકોના અક્ષરો સુધારવાનો છે. પણ એમાં અક્ષરો ઉપરાંત ભાવનો પણ વિચાર કરવામાં આવે છે.

શિક્ષક પોતે સારાં સારાં વાકયોનો સંચય કરે છે અને પછી બાળકો પાસે સારે અક્ષરે લખાવે છે. દા. ત. 'પહેલુ સુખ તે જાતે નર્યાં; ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી કામ કરો.' સુલેખનમાં એક વસ્તુ જરૂરી છે. જો શિક્ષક બાળકની પાસે અક્ષરનાં સુંદર નમૂનાઓ મૂકે અને જો બાળકો પર વ્યક્તિગત ધ્યાન આપી અક્ષરમરોડ સુધરાવવામાં આવે તો જ સુલેખન ઉપયોગી થઈ પડે.

## અનુલેખન અથવા શ્રુતલેખન

ગૂજરાતી ભાષામાં જોડણી બરાબર લખવી એ બહુ સહેલું કામ છે અને જો બાળકો જોડણી બરાબર ન લખે તો દોષ શિક્ષકનો જ માનવો. અંગ્રેજી ભાષાની જોડણી જુદા પ્રકારની છે. અંગ્રેજીમાં જેમ બોલીએ છીએ તેમ શબ્દોની જોડણી કરી શકતા નથી. આથી ઊલટું ગૂજરાતીમાં છે. ગૂજરાતી જોડણીનો મુખ્ય નિયમ એ છે કે બોલવું તેમ લખવું. અંગ્રેજી ભાષા શીખનાર જો અંગ્રેજી જોડણીની ભૂલ કરે તો તેને શીખવવું પડે, પણ ગૂજરાતી ભાષામાં તો જોડણી જાણે સ્વેચ્છાનુસાર કરવાનો દરેકને અધિકાર હોય એમ જણાય છે. થોડાંક વર્ષથી આપણે નક્કી કર્યું છે કે ગૂજરાતી ભાષામાં ફક્ત જોડણીકોશે માન્ય રાખેલી જ જોડણીને અનુસરવું. આ બાબત શિક્ષકો ધ્યાનમાં લે તો બાળકો એક જ પ્રકારની જોડણી કરતાં શીખે અને પરિણામે તેઓ શુદ્ધ લખતાં શીખે.

શ્રુતલેખનનુ મહત્ત્વ પ્રાથમિક શાળામાં ઘણું મોટું છે. માધ્યમિક શાળામાં અંગ્રેજી ધોરણ પહેલા, બીજા અને ત્રીજામાં શ્રુતલેખનની જરૂર ખરી. બાળક જેમ નવું નવું સાહિત્ય વાંચે તેમ તેનો શબ્દભંડોળ વધે અને શબ્દભંડોળ વધે એટલે તેણે સ્વભાવિક રીતે નવા શબ્દોની જોડણી બરાબર કરવી ઘટે. સાંભળવા કરતાં પણ જોવાથી આપણી જોડણી પર વધારે સારી અસર થાય છે. કારણુ એ છે કે આંખદ્વારા પડેલી છાપ વધારે સચોટ અને સ્પષ્ટ હોય છે. વળી દરેક વ્યક્તિ શુદ્ધ ઉચ્ચાર કરી શકતી નથી. આ સંજોગોમાં જોયેલી વસ્તુ બાળકો ઉપર વધારે અસર કરે છે. વાંચતી વખતે તો

બાળકો પાસે જોડણી કરાવવામાં આવે પણ તે આવડે છે કે નહિ તે જાણવા માટે તો જોડણી લખાવવાની જરૂર છે.

શુદ્ધલેખન બાળકોને જોડણી શીખવતું નથી, પણ બાળકો બરાબર સાંભળે છે કે નહિ અને જે સાંભળે છે, તે શુદ્ધ લખી શકે છે કે નહિ તેની પરીક્ષા કરે છે; આ રીતે શ્રુતલેખન, બાળકો જે જોડણી ન જાણતાં હોય તે શોધી શકે છે; અને આડકતરી રીતે વિદ્યાર્થીઓને જોડણી શુદ્ધ લખતાં શીખવે છે. વધારે સારો રસ્તો એ છે કે બાળકોને જોડણી મોઢે પૂછવી. કેમ કે એક વખત ખોટી જોડણી લખાય તો ખોટી લખવાની ટેવ પડે. આનું એક શુભ પરિણામ એ છે કે બાળકો જો ખોટી જોડણી કરે તો તેઓ ખોટી જોડણી બોલશે. પણ તે જ બાળકોને ખોટી જોડણી લખવાની તો ટેવ ન જ પાડે. વર્ગમાં શ્રુતલેખન આપવાનો મુખ્ય ઉદ્દેશ એ જ છે કે બાળકો બોલેલું બરાબર સાંભળે અને વિચારે અને ત્યાર પછી સાંભળેલું અને વિચારેલુ પોતે લખે. શિક્ષણદૃષ્ટિએ એકલા અઘરા શબ્દો લખાવવા એ તો વખતનો નકામો વ્યય કરવા જેવું છે. વધારે ઉત્તમ રસ્તો તો એ છે કે થયેલ પાઠોનું શ્રુતલેખન બાળકો લખે. શ્રુતલેખન વડે બાળકો સાહિત્યથી પણ પરિચિત થાય છે.

શ્રુતલેખનને માટે વાકયસમૂહ કેવા પ્રકારનો હોવો જોઈએ ? પહેલી વાત તો એ છે કે શિક્ષક વર્ગમાં જે વાકયસમૂહો લખાવવા માગે છે તેનુ બરાબર વર્ગીકરણ કરવાની જરૂર છે. એટલે શરૂઆતમાં સહેલા શબ્દોની જોડણી અને ત્યાર પછી જ કઠણ શબ્દોની જોડણી પર જવાની જરૂર છે. બીજી અગત્યની વાત એ છે કે હમેશાં શીખી ગયેલા પાઠો-

માંથી શ્રુતલેખન લખાવવું જેથી કરીને બાળકોને રસ પડે. ત્રીજી મહત્ત્વની વાત એ છે કે જે શ્રુતલેખન બાળકો પાસે લખાવવામાં આવે તે હમેશાં કઠણ હોવું જોઈએ એટલે આપેલા શ્રુતલેખનમાં ઓછામાં ઓછાં પાંચ નવા શબ્દોનો સમાવેશ થયો જોઈએ. બાળકોને અર્થહીન વાક્યસમૂહ લખાવવો નહિ; એથી બાળકોને જરૂર હાનિ પહોંચે છે.

તેમના મન ઉપર સચોટ છાપ પડે માટે પહેલાં બાળકોને પાઠ મનમાં વાંચી જવા કહેવું અથવા તેમને ફકરો આગલે દિવસે શિક્ષકે તૈયાર કરવા આપવો. તેની સાથે જે અઘરા શબ્દો હોય તેના ઉપર વધારે ધ્યાન આપવા સૂચના કરવી. ભૂલ પડ્યા પછી સુધારવી તેના કરતાં ભૂલ ન પડે તે માટે ખાસ ધ્યાન રાખવું. અઘરા શબ્દો પાટિયા પર લખવા અને તેની જોડણી બાળકો પાસે મોઢેથી બોલાવવી. ત્યાર બાદ આપણે બાળકોને લખવા માટે ફકરો ધ્યાન દઈ વાંચી જવા કહેવું. વળી શિક્ષકો બાળકોને શ્રુતલેખન લખાવે છે. કેટલાક શિક્ષકો મોટેથી અથવા ચીપી ચીપીને કે વધારે પડતું ધીમું વાંચે છે. શ્રુતલેખન લખાવતી વખતે શિક્ષકે ફક્ત એક જ વાર બોલવું. એટલુ ધ્યાનમાં રાખવું કે શિક્ષક જે બોલે તે સ્પષ્ટ અને શુદ્ધ બોલે. દબપૂર્વક અને અકુદરતી રીતે બોલવાથી બાળકો વધારે સારી રીતે સાંભળી શકે છે એ ભૂલ છે. કેટલાક અનુસ્વાર નાકમાંથી કાઢે છે, હ્રસ્વ અક્ષર વધારે ટૂંકો અને દીર્ઘ અક્ષર વધારે લંબાવીને બોલે છે. આ પદ્ધતિ પણ ખોટી અને દોષથી ભરેલી છે. સારી રીત એ છે કે શિક્ષક શુદ્ધ ઉચ્ચારે એક જ વખત વાંચે અને તે જ પ્રમાણે બાળકો લખે. કેળવાયેલો શુદ્ધ માણસ બોલતો હોય તે રીતે માત્ર બોલવું જોઈએ અને પછી તે

પરથી છોકરાં હ્રસ્વ દીર્ઘાદિનો ભેદ ઓળખી શકે એટલા તેના કાન કેળવાવા જોઈએ.

જો છોકરાને ગૂજરાતી બારાખડીનું પાકું જ્ઞાન હોય તો માત્ર તેનો કાન કેળવવાથી તે ઘણું ખરું અનુલેખન તો શુદ્ધ કરી શકે. બોલવા પ્રમાણે જ ઘણું ખરું ગુજરાતીમાં લખાય છે તેથી જો લખાવનાર શું બોલે છે તે લક્ષપૂર્વક સાંભળવાની ટેવ પડે, હ્રસ્વ, દીર્ઘ કે જોડાક્ષર ઉચ્ચાર ઉપરથી પારખી શકે, અને જો પોતાને બારાખડીના જોડાક્ષરનું જ્ઞાન હોય તો છોકરા સહેલાઈથી સારું અનુલેખન કરે.

શ્રુતલેખનની બીજી એક રીત એવી છે કે જે ફકરો લખાવવાનો હોય તે શિક્ષક પાટિયા ઉપર લખે. ત્યારબાદ શબ્દોની જોડણીનો અભ્યાસ કરે; ત્યારપછી પાટિયું ઉપાડી લેવામાં આવે અને બાળકોને લખવા કહેવામાં આવે.

તપાસવાની રીત—શ્રુતલેખન તપાસવાની પાંચ રીત છે:

(૧) શિક્ષક છોકરાંની ભૂલ તપાસે,
(૨) હોશિયાર છોકરો શ્રુતલેખન લઈ જાય,
(૩) છોકરાંઓ અરસપરસ તપાસે,
(૪) છોકરાં પોતપોતાની ભૂલો જોઈ જાય,
(૫) શ્રુતલેખન તપાસવાનું કામ ઉપલા નંબરવાળા છોકરાંઓની સમિતિદ્વારા થાય.

જો શિક્ષકો બાળકો ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકે તો જરૂર તેઓ બહુ સારું કામ આપે છે. બાળકોને તપાસવાનું કામ સોંપી દેવામાં આવે તો તેઓ પોતાની શક્તિ પ્રમાણે ધ્યાનપૂર્વક શ્રુતલેખન તપાસશે. આ દરમ્યાન શિક્ષકે ફરતા રહેવું અને બાળકો બરાબર તપાસે છે કે નહિ

તે જોવું. કેટલાક આ રીતની વિરુદ્ધ દલીલ કરે છે કે આ પ્રમાણે કરવાથી બાળકો ઘણી વખત બરાબર તપાસતા નથી અને તેથી ઘણી ભૂલો રહી જાય છે. એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે બાળકોને ભૂલો ઉપરવાઈથી તપાસવા દેવી નહિ જો બાળકોને જવાબદારી સોંપી દેવામાં આવે તો કામ ઉત્તમ પ્રકારનું થશે. ત્યારબાદ બાળકોનું તપાસેલુ શ્રુતલેખન શિક્ષકે જોઈ લેવું. જે ભૂલો વર્ગમાં સામાન્ય હોય તે પાટિયા ઉપર લખવી અને બાળકો પાસે સુધરાવવી. વળી બને તો શિક્ષકે સામાન્ય જોડણીની થતી ભૂલોની એક યાદી તૈયાર કરવી. જે છોકરાંઓની ઘણી ભૂલો થઈ હોય તેમની પાસે આખું શ્રુતલેખન ફરીથી લખાવવું. આ ઉપરાંત ઇતિહાસ, ભૂગોળ, સૃષ્ટિજ્ઞાન અને પદાર્થપાઠોમાં એવા કેટલાક પારિભાષિક શબ્દો આવે છે કે જેની જોડણી બાળકોએ જાણવી આવશ્યક છે. આવા શબ્દોનું શ્રુતલેખન થવું જરૂરી છે. શિક્ષકે સાહિત્ય સિવાયના બીજા વિષયનું પણ શ્રુતલેખન લખાવવું. નીચલાં ધોરણમાં જોડણી ઉપરાંત* શબ્દમરોડ અને વિરામચિહ્નોની પણ ભૂલો આપવી. કેટલીક વખત વર્ગની ટુકડી પાડી એક ટુકડીને બીજી ટુકડીને શ્રુતલેખન લખાવવા કહેવું. આમાં હરીફાઈ થાય છે અને તેથી બાળકો શુદ્ધ લખતાં શીખે છે.

નિબંધો :

(૧) "મારો ધરતીકંપનો અનુભવ.
(૨) એક પ્રવાસીની નોંધપોથી.
(૩) હોળીનો તહેવાર કયા કયા વર્ગો કેવી કેવી રીતે ઊજવે છે?
(૪) હું મુખ્ય પ્રધાન હોઉં તો?

(૫) ટપાલમાં ખોવાયેલા પત્રની આત્મકથા.
(૬) તમે જોયેલા મંદિરનું વર્ણન.
(૭) રવીન્દ્રનાથ ટાગોર.
(૮) મહોલ્લામાં મારામારી.
(૯) હૉટલમાં કામ કરતા નાના છોકરાનું જીવન.
(૧૦) જિપ્સીનું રોમાંચક જીવન.
(૧૧) એક દિવાસ્વપ્ન.
(૧૨) રેલ્વેના ત્રીજા વર્ગના ડબ્બામાં મુસાફરી.
(૧૩) આજના યુવાનો.
(૧૪) જો હું કવિ હોઉં તો?
(૧૫) નદી પર નૌકાવિહાર.

પત્રો :

(૧) તમારી શાળાનાં સ્નેહસંમેલનમાં થયેલા નાટ્યપ્રયોગો વિષે તમારા પિતાને લખો.
(૨) તમારો મિત્ર જે ઘરકુકડી જેવો રહે છે તેને મેદાની–રમતો રમવાની શિખામણ આપો.
(૩) તમારી નાની બહેનને તમારી પહેલી વિમાનની સફર વિશે લખો.
(૪) તમારા માંદા મિત્રને પત્ર લખી આશ્વાસન આપો.
(૫) ધારો કે તમે તમારા ગામથી કોઈ દૂરના સ્થળે મોટર-બસમાં મુસાફરી કરો છો; અધવચ મોટરને અકસ્માત થાય છે. એનું વર્ણન તમારા મિત્રને લખો.
(૬) તમે કોઈને ત્યાં પોંકપાર્ટીએ જઈ આવ્યા છો. ત્યાં તમને કેવી મજા પડી હતી તે જણાવી તેનો આભાર માનો.

(૭) ભાઈબીજને દિવસે બહેન, દૂર રહેતા ભાઈને આમંત્રણ આપે એવી મતલબનો પત્ર લખો.

(૮) છેલ્લા જોયેલા 'બોલપટ' વિષે તમારા મિત્ર પર અભિપ્રાય મોકલો.

(૯) તમારી શાળાનું શિક્ષણ અને વિદ્યાર્થીઓનું મંડળ અજંટાની ગુફાઓ જોવા જાય છે. તેની સાથે જોડાવાની પરવાનગી અને વાટખરચીના પૈસા મોકલવા પિતાને વિનંતિ કરો.

(૧૦) તમારી છેલ્લી પરીક્ષા વખતે તમે શી શી લાગણીઓ અનુભવેલી તેનો તમારા સહાધ્યાયીને ખ્યાલ આપો.

(૧૧) તમારા પડોશીનાં ઘરમાં ખાતર પડ્યું છે. તમારા પરદેશ રહેતા કાકાને એનું વર્ણન લખી મોકલો.

(૧૨) પોતાની શાળા માટે વિદ્યાર્થીઓ કેવી રીતે અભિમાન રાખી શકે એ વર્ણવતો પત્ર તમારો મિત્ર જે પોતાની શાળા વિશે હમેશ ભૂરું બોલે છે તેને લખો."

---

## વ્યાકરણ

વ્યાકરણ જેવો વિષય શિક્ષણમાં શુષ્ક અને અરસિક ગણાય છે. છતાં પણ ભાષામાં એની અગત્ય વિશેષ હોવાથી એને રસમય બનાવીને કામ લેવું પડે છે. ભાષા એ વિચાર-વાહન છે અને વાક્ય એ ભાષાનો એકમ છે. આપણે વાણી-દ્વારા વિચારો દર્શાવીએ છીએ ત્યારે વાક્ય જ બોલીએ છીએ. નાના બાળકના મનમાં કંઈક અર્થ વિવક્ષિત હોય છે ત્યારે તે માત્ર એક જ શબ્દ જેવા કે 'બા' 'મા' બોલે છે તે દ્વારા તેના કહેવાના વિચારો આપણે જાણી લઈએ છીએ. આમ એક શબ્દથી પણ તેના વિચારો તે વ્યક્ત કરે છે. તેથી તે એક સંપૂર્ણ વાક્ય જ બોલે છે.

સ્પષ્ટ વિચારો દર્શાવવા માટે વ્યાકરણના નિયમો ન હોય તો ભાષા કુરૂપ, કઢંગી અને અનર્થવાળી થઈ જાય છે, વિચારો અસંદિગ્ધ રહે છે. ભાષા તો રાણીપદે છે. વ્યાકરણ એ દાસી છે. દાસી વિના રાણી શોભે નહિ તેમ વ્યાકરણ પ્રત્યે દુર્લક્ષ સેવવાથી ભાષા અસંસ્કારી અને અશિષ્ટ થાય છે. ભાષા અને વ્યાકરણનો સંબંધ આત્મા અને શરીરના સંબંધ જેવો છે, એટલે ભાષાની રક્ષાર્થે વ્યાકરણની અગત્ય છે.

વ્યાકરણ એ ભાષાનું એક અગત્યનું અંગ છે. કોઈપણ બાળકને જો પૂછવામાં આવે કે તને શું શીખવું ન ગમે? તો તે તરત જ જવાબ આપશે, "વ્યાકરણ." વ્યાકરણ અઘરો વિષય છે એમ કહેવું ખોટું છે; વ્યાકરણ અરસિક છે એમ કહેવું પણ ખોટું છે; પણ મુખ્ય વસ્તુ એ છે કે વ્યાકરણ શીખવવાની

આપણી અત્યારની પદ્ધતિ ખોટી છે. પરિણામ એ આવે
કે ગૂજરાતી વ્યાકરણ પ્રાથમિક શાળામાં કાચું રહે
માધ્યમિક શાળામાં એ વિષય પર પૂરતું ધ્યાન અપાતું
અને કૉલેજમાં વિદ્યાર્થીઓ એ શીખવાની દરકાર કરતા
આ સ્થિતિ શોચનીય છે, અને તે દૂર કરવાની ખાસ
છે. "व्याक्रियन्ते शब्दा अनेन इति व्याकरणम्" અ
શબ્દોની વ્યુત્પત્તિ, તેમનું શુદ્ધ સ્વરૂપ અને અરસપરસ સં
બતાવવો તેને વ્યાકરણ કહે છે.

ભાષા એ મનુષ્યની ટેવોનો મોટો સમૂહ દર્શાવ
એક ઉત્તમ સાધન છે અને તે દ્વારા એક મનુષ્ય બી
મનુષ્યને પોતાના સર્વ વિચારો અને લાગણીઓ દર્શાવી શ
છે. જેમ દરેક માણસની ટેવો જુદી જુદી હોય છે, તે
ભાષામાં પણ જુદે જુદે ઠેકાણે જુદી જુદી બોલી બોલાય
જેમ જેમ સંસ્કૃતિનો વિકાસ થયો અને એક બીજાના પરસ્
સંબંધો વધવા માંડ્યા તેમ તેમ ભાષામાં સંયોગિતા અ
એકરૂપતા આવવા લાગી. આપણે બોલીએ છીએ તે ભા
ગૂજરાતી કહેવાય છે. ગૂજરાતમાં બોલાતી ભાષા તે ગૂજરાત
જો કે આપણી ભાષા જ્યાં જ્યાં ગૂજરાતી પ્રજા ગઈ ત્યાં ત્
ગઈ છે તો પણ તેનું મુખ્યસ્થાન તો ગૂજરાત જ. કાઠિયાવાડ
સૂરત અને અમદાવાદમાં બોલાતી ગૂજરાતી ભાષામાં થોડે
થોડો ફેર છે.

ભાષાનું ટૂંકામાં ટૂંકું અંગ વાક્ય છે. આપણે આપણ
વિચારો વાક્યદ્વારા વ્યક્ત કરીએ છીએ. તેથી શરૂઆતમ
શબ્દોના સમૂહથી ભાષા ઘડાય છે અને તેને વ્યવસ્થિત કરવા
માટે વ્યાકરણ મદદે આવે છે. આપણે જે વાક્યો લખીએ
છીએ અને વાંચીએ છીએ તે ભાષા છે. વાક્યમાં વપરાતા દરેક

શબ્દનો આપણે અમુક જ ઉપયોગ કરીએ છીએ. અમુક શબ્દ અમુક અર્થમાં જ વાપરી શકાય. જો એમ ન હોય તો ભાષા આપણે સમજી શકીએ નહિ. વાક્યમાં આવેલા શબ્દનો અર્થ સમજવાને એક શબ્દ અને બીજા શબ્દ વચ્ચે રહેલો સંબંધ જાણવાની જરૂર છે. જો શબ્દોનો પરસ્પર સંબંધ ન સમજાય તો વાક્યનો અર્થ ન સમજાય. કદાચ અર્થનો અનર્થ થાય અને પરિણામે આપણે કોઈ પણ લખાણનો સાચો અર્થ સમજી શકીએ નહિ.

શરૂઆતમાં બાળકોને ભાષાનો પરિચય કરાવવો જરૂરી છે. આપણાં બાળકોને શુદ્ધ ગૂજરાતી બોલતાં અને લખતાં આવડે એ આવશ્યક છે. ભાષાપરિચય માટે બાળકોને આપણે સાહિત્યમાં રસ લેતાં કરવાની જરૂર છે. શુદ્ધ લખતાં, શુદ્ધ બોલતાં અને શુદ્ધ વાંચતાં ફક્ત ભાષાપરિચયથી આવડવું મુશ્કેલ છે. જો બાળકો અશુદ્ધ બોલતાં હોય અને તેમને શુદ્ધ બોલતાં કે લખતાં શીખવવું હોય તો વ્યાકરણની જરૂર પડે છે. આપણે 'તે રમે છે' એમ કહીએ છીએ પણ 'તું રમી છે' એમ કહેતા નથી. આનું કારણ શું ? આ સમજાવવા માટે આપણે વ્યાકરણ જાણવાની જરૂર છે. વ્યાકરણ ઉપર જ આપણી ભાષાશુદ્ધિનો આધાર છે. જોડણીની શુદ્ધિ, વ્યાકરણની શુદ્ધિ, ઉચ્ચારણની શુદ્ધિ આ ત્રણે ચારિત્ર્યશુદ્ધિ જેટલાં જ મહત્ત્વનાં છે.

વ્યાકરણ ભાષાને વ્યવસ્થિત અને નિયમિત કરે છે. ભાષાનો સ્વેચ્છાથી ઉપયોગ કરવામાં આવે તો આપણો વ્યવહાર અટકી પડે, આપણે બીજાનું બોલેલુ સમજી શકીએ નહિ, સમાજ અવ્યવસ્થિત થાય અને આપણી સંસ્કારની દૃષ્ટિએ અધોગતિ થાય.

વ્યાકરણુ સર્જક નથી; ભાષામાં નવીનતા લાવવાની વ્યાકરણમાં શક્તિ નથી, પણ વ્યાકરણનું મુખ્ય કર્તવ્ય ભાષામાંથી અશુદ્ધિ દૂર કરવાનું છે; વ્યાકરણના નિયમો ભાષામાં લખતાં અને વાંચતાં થતી અશુદ્ધિને દૂર કરે છે. સાહિત્ય ભાષાપરિચય કરાવે છે પણ ભાષાસ્વાદ તો આપણને વ્યાકરણ ઘૂંટતાં જ મળી શકે. સારા વક્તા થવાને, સાહિત્યપ્રેમી થવાને, ઉત્તમ કોટિના કવિ થવાને વ્યાકરણશાસ્ત્રી થવાની જરૂર પડતી નથી એ વાત ખરી, પણ વ્યાકરણ જાણનાર માણસ શબ્દોનો પરસ્પર સંબંધ વિશેષ સમજી શકે છે અને તેથી ભાષામાં થતી અશુદ્ધિ અટકાવી શકે છે.

જો પ્રાથમિક શાળામાં બાળકોને વ્યાકરણ બરાબર શીખવવામાં આવે તો બાળક ગૂજરાતી સાત ચોપડી પૂરી કરી અંગ્રેજીમાં દાખલ થાય ત્યારે વ્યાકરણના વિષયમાં તેને ખાસ કંઈ મુશ્કેલી પડે નહીં. પણ આપણે ત્યાં જે વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણવા આવે છે, તેમાંના ઘણાખરા વ્યાકરણથી અજ્ઞાત હોય છે. તેનું મુખ્ય કારણ એ છે કે ગૂજરાતી ચોથા ધોરણ સુધી તો વ્યાકરણ પર ધ્યાન અપાતું જ નથી. વિદ્યાર્થીઓને ફક્ત શાળાની પરીક્ષા પસાર કરવા જેટલું જ વ્યાકરણ છેલ્લા ત્રણ ધોરણોમાં શીખવવામાં આવે છે. પ્રાથમિક શાળાઓમાં વ્યાકરણ નથી શીખવાતું તેનું બીજું કારણ એ છે કે ઘણી ખરી શાળામાં બે શિક્ષકો પાંચ ધોરણો શીખવે છે. પરિણામે કામ જોઈએ તેવું સંગીન થતું નથી. એટલે બાળક જ્યારે અંગ્રેજી પહેલા ધોરણમાં આવે છે ત્યારે એને ગૂજરાતી તેમજ અંગ્રેજી વ્યાકરણનું ભાન હોતું નથી. અંગ્રેજી શાળામાં આવ્યા પછી અંગ્રેજી પર વધારે પડતું ધ્યાન અપાય છે અને તેને પરિણામે વિદ્યાર્થીનું ગૂજરાતી

વ્યાકરણનું જ્ઞાન માધ્યમિક શાળામાં પણ ગૂજરાતી શાળા કરતાં ખાસ આગળ વધતું નથી. આનો ઉપાય શો?

(૧) અંગ્રેજી ધોરણોમાં બાળકો આવે ત્યારે તેમને વ્યાકરણ શરૂઆતથી જ શીખવવું. (૨) બીજું નવીન પદ્ધતિથી લખાયેલાં વ્યાકરણનો ઉપયોગ કરવો. (૩) ધોરણ પહેલાથી સાત સુધી વ્યાકરણ માટે બે કાલાંશ (Period) રાખવાની જરૂર છે. કેટલેક ઠેકાણે વ્યાકરણના કાલાંશ હોતા નથી, અને જ્યાં હોય છે ત્યાં શિક્ષકો પોતાના અપૂર્ણ જ્ઞાનને લીધે વ્યાકરણ શીખવવામાં તે કાલાંશનો ઉપયોગ કરતા નથી. (૪) એક કાલાંશમાં થઈ ગયેલા પાઠ ઉપરાંત બાળકો પાસેથી વ્યાકરણના પાઠ લેવા અને બીજા કાલાંશમાં ગમે તે યોગ્ય લાગે એ વ્યાકરણના પુસ્તકોનો ઉપયોગ કરવો.

ફક્ત ગૂજરાતી ભણતાં બાળકો કરતાં અંગ્રેજી–ગૂજરાતી ભણતાં બાળકોને વ્યાકરણ વધારે સારું આવડે એ દેખીતું છે. વ્યાકરણના સિદ્ધાંતો લગભગ બધી ભાષામાં સરખા જ હોય છે. એટલે ધોરણ પહેલામાં બાળકો સંજ્ઞાવાચક નામ અને જાતિવાચક નામ શીખશે અને અંગ્રેજીમાં Proper Nouns અને Common Nouns પણ શીખશે. આ રીતે બે ભાષાનું વ્યાકરણ સાથે શીખવાથી બાળકોનું સ્વભાષાનું વ્યાકરણ પણ વધારે સંગીન થશે.

વ્યાકરણના પાંચ પ્રકાર છે. (૧) વ્યાખ્યાત્મક (૨) વર્ણનાત્મક (૩) અર્થસૂચક (૪) ઐતિહાસિક (૫) ક્રિયાત્મક. જે વ્યાકરણમાં શુદ્ધ લેખન તથા શુદ્ધ ભાષા બોલવાના નિયમો આવે છે તેને વ્યાખ્યાત્મક વ્યાકરણ કહે છે. તેનાથી વધારે ઉત્તમ વ્યાકરણ વર્ણનાત્મક વ્યાકરણ છે. આ વ્યાકરણની રચના જુદી છે. આમાં શુદ્ધ લેખન માટે પાળવાના નિયમો

નથી, પણ વિદ્વાન માણસોના ભાષણ ઉપરથી અથવા પ્રસિદ્ધ લેખકોના લેખોના અભ્યાસ ઉપરથી શાસ્ત્રીય રીતે આમાં નિયમો તારવવામાં આવે છે. અર્થસૂચક વ્યાકરણ અમૂક અમૂક રીતે શબ્દો કેમ વપરાય છે તેના કારણો આપે છે. કેટલાક શબ્દો એવા હોય કે જે પહેલાં વપરાતા હોય પણ હાલમાં વપરાતા ન હોય. આપણું વ્યાકરણ થોડેક અંશે ઐતિહાસિક પણ હોઈ શકે. વળી વ્યાકરણ ક્રિયાત્મક પણ હોઈ શકે. આ પ્રકારનું વ્યાકરણ તૈયાર થયેલા નિયમોને યોગ્ય છે કે નહિ એ તપાસે છે અથવા આપેલા વ્યાકરણના નિયમો કરતા બીજા વધારે ઉપયોગી વ્યાકરણના નિયમો તૈયાર થઈ શકે કે નહિ તે જુએ છે. ઉપર બતાવેલા વ્યાકરણના જુદા જુદા પ્રકારો વ્યાકરણનાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુ સૂચવે છે. એટલે શિક્ષકે બાળકોને વ્યાકરણ શીખવતી વખતે ઉપર જણાવેલા પ્રકાર ઉપર ધ્યાન આપવાની જરૂર છે.

વ્યાખ્યાત્મક અને ક્રિયાત્મક વ્યાકરણોની તકરારમાં આપણે ઊંડા ઊતરવાની જરૂર નથી. માત્ર ફેર એટલો જ છે કે અસલમાં વ્યાખ્યા ઉપરથી ક્રિયા ઉપર જતા, અને હવે ક્રિયા ઉપરથી વ્યાખ્યા ઉપર જઈએ છીએ શિક્ષણના મૂળ તત્ત્વ અનુસાર તો પહેલા બાળકોને ક્રિયાથી જ શીખવવું કે જેથી બાળકોને સમજ પડે.

ભાષા જાણવા માટે તેમ જ શિક્ષણક્રમમાં ભાષાની કેટલી અગત્ય છે તે આપણે આગળ જોઈ ગયા છીએ. ફક્ત હાલની શિક્ષણપદ્ધતિએ વ્યાકરણ શીખવવાની રીતમાં ફેર કર્યો છે. શિક્ષણપદ્ધતિનો નિયમ છે કે દૃષ્ટાંતો ઉપરથી નિયમ તારવવા. એ ન્યાયે 'આ ટોપી કેવી છે? આ કાગળ કેવો છે?' આવાં દૃષ્ટાંતો શિક્ષક પહેલાં આપે છે અને બાળકોને વિશેષણનો

ખ્યાલ આવે છે. તે જ પ્રકારના પ્રશ્નો અંગ્રેજીમાં પૂછવાથી બાળકોને Adjectiveનો ખ્યાલ આવી જાય છે. તેવી જ રીતે ક્રિયાપદ અને ક્રિયાવિશેષણનો ખ્યાલ આપવા માટે, અંગ્રેજી પહેલા ધોરણમાં બાળક આવે એટલે અંગ્રેજી અને ગૂજરાતી વ્યાકરણની સાથે જ શરૂઆત થાય એ ઇચ્છવાજોગ છે. ગૂજરાતી વ્યાકરણમાં બાળક જલદી તૈયાર થઈ શકશે કેમ કે એને ગૂજરાતી ભાષાનું જરૂર પૂરતું જ્ઞાન હોય છે. આવી રીતે બંને વ્યાકરણ સાથે શીખવવાથી આપણાં બાળકોને આપણે 'વ્યાકરણની ટેવ' પાડી શકીશું. એક ભાષા ઉપરથી બીજી ભાષા સહેલાઈથી શીખી શકાય છે; બીજી ભાષા આવડે એટલે ત્રીજી ભાષા એનાથી પણ વધારે સહેલાઈથી આવડે. એ જ નિયમ વ્યાકરણોને પણ લાગુ પડે છે. એક ભાષાનું વ્યાકરણ આવડે એટલે બીજી ભાષાનુ વ્યાકરણ શીખવું સહેલું થઈ પડે છે.

કેટલાક એમ માને છે કે પ્રાથમિક શાળામાંથી બાળકો વ્યાકરણમાં તૈયાર થઈને આવે છે અને તેથી ગૂજરાતીના વ્યાકરણ ઉપરથી અંગ્રેજી ભાષાનું વ્યાકરણ શીખવવું સહેલુ પડે છે, એ તો માત્ર કલ્પના છે. પ્રાથમિક શાળામાં વખતના અભાવે, પુસ્તકોની અછતને લીધે અને એક શિક્ષકને અનેક વિષયો શીખવવાના હોવાથી પૂરતું ધ્યાન આપી શકાતું નથી. માટે આપણે તો બંને વ્યાકરણની શરૂઆત સાથે જ કરવી પડશે. ફેર એટલો જ રહેશે કે અંગ્રેજી વ્યાકરણની શરૂઆત છ સાત મહિના પછી થશે પણ ગૂજરાતી વ્યાકરણની શરૂઆત જરા વહેલી કરવી પડશે. પછી તો શિક્ષક પોતે અંગ્રેજી ને ગૂજરાતી વ્યાકરણ સાથે જ શીખવે એ ઇચ્છવાજોગ છે, જેથી એકના દષ્ટાંતો બીજામાં આપી શકાય.

ગૂજરાતી અને અંગ્રેજી વ્યાકરણ શીખવવામાં કંઈ તફાવત ખરો કે કેમ એ મહત્ત્વનો પ્રશ્ન છે. શરૂઆતમાં બાળકોને ગૂજરાતી વ્યાકરણ સહેલું લાગે છે કારણ કે ગૂજરાતી ભાષાનો શબ્દોનો ભંડોળ વધારે પરિચિત હોય છે, પરંતુ અંગ્રેજી ભાષાના Collective Nouns, Adverbs, એવા શબ્દોના ઉચ્ચાર, જોડણી અને અર્થની બાળકોને સમજ પડતી નથી. પણ ગૂજરાતીમાં એ મૂશ્કેલી નથી. 'ભાઈ ધીમે ખા.' 'ધીમે' શું સૂચવે છે? ધીમે ખાવાની ક્રિયા સૂચવે છે. એટલે એ ક્રિયાવિશેષણ કહેવાય.

ધોરણ ૧થી ૩ સુધી બાળકોને ગૂજરાતી વ્યાકરણ જો બરાબર શીખવાય તો સહેલું પડે અને તેની મદદથી અંગ્રેજી વ્યાકરણ પણ સહેલું થઈ પડે. પણ કમનસીબે ધોરણ પહેલેથી ત્રીજા સુધીમાં અંગ્રેજી વ્યાકરણ અને અંગ્રેજી ભાષા શિક્ષણ ઉપર એટલું બધું મહત્ત્વ અપાય છે કે જ્યારે બાળક ધોરણ ચોથામાં કે પાંચમામાં હોય ત્યારે Participle અને Adverbsનું ભાન હોય છે પણ કૃદન્ત અને ક્રિયાવિશેષણનું ભાન હોતું નથી. એટલે આપણે ત્યાં એવાં ઉદાહરણો પણ છે કે જેમાં પરદેશી ભાષાનાં વ્યાકરણ ઉપરથી માતૃભાષાનું વ્યાકરણ શીખવાય છે.

પણ જો ધોરણ ૧થી ૩માં ગૂજરાતી વ્યાકરણ ઉપર્યુક્ત રીતે શીખવવામાં આવે તો જરૂર અંગ્રેજી વ્યાકરણ બાળકને સહેલું પડે અને વધારે સારું આવડે. અત્યારે તો માતૃભાષાનું વ્યાકરણ નબળું હોવાથી અંગ્રેજી ભાષાનું વ્યાકરણ પણ નબળું જ રહે છે.

શિક્ષણ પદ્ધતિ—વ્યાકરણ કયા કયા વર્ગમાં શીખવવું એ વિષે ઉપર વિવેચન કર્યું છે. પણ હવે પ્રશ્ન એ થાય છે કે વ્યાકરણ કેવી રીતે શીખવવું? નામ, સર્વનામ, વિશેષણ,

ક્રિયાવિશેષણ, કૃદન્ત, ક્રિયાપદ વગેરેની વ્યાખ્યા આપવી અને તે વ્યાખ્યાઓ બાળકો પાસે ગોખાવવી અને પછી બાળકને વ્યાખ્યાઓ ઉપરથી નામ, સર્વનામ વગેરે શોધી કાઢવા કહેવું? એ આપણું જૂનું વ્યાકરણ–જેને આપણે આગળ વ્યાખ્યાત્મક વ્યાકરણ ગણ્યું છે. આ પદ્ધતિમાં થોડા દોષ છે. (૧) આ પદ્ધતિ માનસશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે, (૨) આમાં સમજ્યા વગર બાળકને ગોખવાની જરૂર પડે છે, (૩) આ પદ્ધતિ અસ્વાભાવિક છે, એટલે બાળકોને અઘરી પડે છે અને વ્યાકરણ પ્રત્યે અભાવ ઉત્પન્ન થાય છે.

ખરું જોતાં તો વ્યાકરણ અને સાહિત્યનો સંબંધ ઘણો નિકટનો હોવો જોઈએ. આનો અર્થ એ છે કે જે વ્યાકરણરચના બાળકોને શીખવાની હોય તે પાઠ્યપુસ્તકોમાં આવવી જોઈએ. એટલે શાળામાં ચાલતાં પાઠ્યપુસ્તકોમાં વ્યાકરણ શીખવાને ઉપયોગી થઈ પડે એવા શબ્દો, ઉપવાકયો અને વાકયોનો સમાવેશ થવો જોઈએ. હાલની નૂતન વ્યાકરણ પદ્ધતિ પ્રમાણે દૃષ્ટાંત ઉપરથી નિયમ ઉપર જવાનુ છે. અને ત્યાર પછી તે નિયમના ઉપયોગ શીખતાં વાકયોમાંથી પદ શોધી કાઢવાનાં હોય છે. વ્યાકરણનો પાઠ 'સૂચન' પદ્ધતિએ જ ચલાવવો જોઈએ. પહેલી ભાષા અને પછી વ્યાકરણ. ભાષા ઉપરથી જ વ્યાકરણ નીકળ્યું છે એ શિક્ષકે કદી ભૂલવું નહિ. વિદ્યાર્થીએ પ્રથમ તો ભાષા કેવી છે તે જાણવું જોઈએ, અને પછી પોતાની મેળે જ વ્યાકરણના નિયમો શોધી કાઢવા જોઈએ. વ્યાકરણનો પાઠ ઉદાહરણોથી જ આરંભવો, તે ઉદાહરણોમાં કયા નિયમો રહેલા છે તે બાળકો સમજી શકે એ રીતના સૂચક પ્રશ્નો પૂછવા. છોકરાઓ પાસે ભાતભાતનાં ઉદાહરણો અપાવવાં, અને એ રીતે કટકે કટકે કઢાવતાં જે

નિયમ પાઠને અતે સિદ્ધ થાય તે પાટિયા ઉપર લખી છોકરાઓ પાસે યાદ કરાવવો આ રીતથી વ્યાકરણ શીખવવામાં આપણે એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે વ્યાકરણના જે પદો શીખવાય તેનો મહાવરો રહે તે માટે શિક્ષકે જુદા જુદા મનોયત્ન તૈયાર કરી આપવાની જરૂર છે.

વ્યાકરણના સતત મહાવરાને માટે નીચે પ્રમાણેનાં મનોયત્નો બાળકો માટે ઉપયોગી થઈ પડશે (૧) શિક્ષકે પાઠ શીખવતી વખતે એવા પ્રશ્નો પૂછવા કે જેથી શીખેલા વ્યાકરણનો ઉપયોગ થઈ શકે. (૨) મૌખિક નિબંધલેખન વખતે શીખેલા વ્યાકરણના પદો મોઢે બોલાવવા અને શિક્ષકે પાટિયા ઉપર લખવા અને તેનો ઉપયોગ બાળકોએ નિબંધ લખવામાં કરવો (૩) છોકરાઓએ વાચેલી વાર્તા બાળકોને પહેલા અથવા ત્રીજા પુરુષમા લખવા કહેવી

ઉપર પ્રમાણે, શિક્ષક થઈ ગયેલા વ્યાકરણના પાઠોનુ પુનરાવર્તન કરે તો બાળકો વ્યાકરણના અઘરા પાઠો આડકતરી રીતે સમજી શકશે આપણે આગળ જોયુ કે હાલમા આપણે દૃષ્ટાત ઉપરથી નિયમ ઉપર અને નિયમ ઉપરથી મનોયત્ન ઉપર જઈએ છીએ આ બાબત વધારે સ્પષ્ટીકરણ માગે છે. શિક્ષક પાટિયા ઉપર એક વાકય લખે છે, " હુ મારી બહેન સાથે રમુ છુ " બાળકોને તે વાચવા કહે છે પછી બાળકોને 'હુ' ને બદલે તેમનુ નામ લખવા કહેવામા આવે છે એટલે વાકયરચનામા ફેર થશે "સુરેશ એની બહેન સાથે રમે છે." એમ વાકયરચના થશે આ જ વાકય વિદ્યાર્થી પડોશીને સભળાવે છે, 'સુરેશે મને કહ્યુ કે તે તેની બહેન સાથે રમે છે.' હવે બાળકોને પૂછવુ કે 'સુરેશ નામને બદલે આપણે કયો શબ્દ વાપર્યો ?' તે જ પ્રમાણે 'મારી'

અને 'તેની'નો વ્યાકરણાર્થ સમજાશે. ત્યારપછી બાળકો સર્વનામનું પદ બરાબર સમજ્યા છે કે નહિ તે માટે શિક્ષકે મનોયત્ન આપવાં.

ત્યારબાદ વિદ્યાર્થીઓને કહેવું કે નીચેનાં વાક્યોમાં જ્યાં ખાલી જગ્યા રાખેલી છે ત્યાં જે શબ્દોની નીચે લીટી દોરેલી છે તે શબ્દો સમજાય તેવાં વાપરો.

(૧) રમેશે બૂટ પહેર્યા, હું ——— કામ માટે મોકલવા માંગું છું.

(૨) સુશીલા કહે છે કે ——— પાઠ્યપુસ્તક ખોયું છે.

(૩) ઘણાં માણસો ત્યાં ઊભાં છે. હું ધારું છું કે ——— કામ માટે ઊભાં છે.

(૪) તમને બરફ ભાવે છે? તો ——— લો.

ઉપલી પદ્ધતિ પ્રમાણે વિશેષણો પણ શીખવી શકાય. વર્ગને નામનો ખ્યાલ છે. શિક્ષક પાટિયા પર કેટલાંક નામો લખે છે—ટોપી, પોપટ, માણસ, દાઢી. ત્યાર પછી શિક્ષક સવાલ પૂછે છે. 'તારી ટોપી કેવી છે' 'પોપટનો રંગ કેવો છે' 'આ માણસ કેવો છે?' 'આ માણસની દાઢી કેવી છે?' પછી નીચેનાં વાક્યો પાટિયા ઉપર લખવાં.

(૧) આ ટોપી લાલ છે. (૨) પોપટનો રંગ લીલો છે.
(૩) આ માણસ જાડો છે. (૪) તેની દાઢી સફેદ છે.

ત્યાર બાદ વાક્યમાં વધારે શબ્દ ઉમેરવાથી વાક્યનો અર્થ વધે છે એ ખ્યાલ આપવો. જે વાક્યના અર્થમાં વધારો કરે તેને વિશેષણ કહેવામાં આવે છે.

વ્યાકરણ શીખવવાની ઉત્તમ ચાવી એ જ છે કે વ્યાકરણના પાઠો બાળકો માટે તદ્દન સહેલા કરી આપવા. વ્યાકરણની

વ્યાખ્યામાં બાળકોને રસ પડતો નથી, એટલે તેમાં બહુ ઊંડા ઊતરવું જરૂરનું નથી. ઉપર જણાવેલી રીત પ્રમાણે પદચ્છેદ અને પૃથક્કરણનો ખ્યાલ બાળકને આપવો જોઈએ.

વ્યાકરણનો અભ્યાસક્રમ તૈયાર કરવામાં નીચે મુજબના સિદ્ધાંતો ઉપયોગી છે.

(૧) વ્યાકરણના પદો અથવા શબ્દો વર્ગમાં ઓળખાવવાં.

(૨) દરેક વર્ગના પેટા વિભાગ—નામ, સર્વનામના પ્રકાર વગેરે.

(૩) નામ, ક્રિયાપદ, વગેરેનાં રૂપાખ્યાન. શબ્દમાં કેવો કેવો ફેરફાર થાય છે તેને અંગે, વિભક્તિ કાળ, ભેદ.

(૪) દરેક શબ્દ વાકયમાં શું કરે છે.

વિભક્તિના અર્થ અને વાકય રચનાના બીજા નિયમો પણ આ પ્રસંગે શીખવી શકાય છે.

વ્યાકરણનો અભ્યાસક્રમ:—

ધો. ૧:—નામસૂચક અને ક્રિયાસૂચક શબ્દોની ઓળખ. ઉદ્દેશ્યપક્ષ અને વિધેયપક્ષ વિષે બાળકો કાંઈક જાણતાં હોય છે એટલે ઉપલા વિષયનું પુનરાવર્તન કરી શિક્ષકે આગળ ચાલવું. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાવિશેષણ, કૃદંત, ક્રિયાપદ અને અવ્યયની ઓળખાણ. વચનના પ્રકાર.

ધો. ૨:—નામ અને સર્વનામના જુદા જુદા પ્રકાર, જાતિ, પુરુષ, અગત્યની વિભક્તિઓ, ત્રણ કાળોની સમજ, ક્રિયાપદના પ્રકાર, કૃદંત અને અવ્યયોના પ્રકાર, સાદા વાકયનુ પૃથક્કરણ. (ઉદ્દેશ્ય, ઉદ્દેશ્યવર્ધક, ક્રિયાપદ, કર્મ, ક્રિયાપૂરક, વિધેય, વિધેયવર્ધક ઉદ્દેશ્યપક્ષ અને વિધેયપક્ષ.)

ધો. ૩:—નામ અને સર્વનામ સંબંધમાં વિભક્તિ, ક્રિયાપદ, કાળ તથા અર્થ, ક્રિયાપદ મૂળ અને સાધિત ધાતુ, શીખી ગયેલા પદોનું પદચ્છેદ, સાદાં અને સહેલાં સંયુક્ત વાકયોનું પૃથકકરણ.

ધો. ૪ અને ૫:—શીખી ગયેલાં પદોનું પુનરાવર્તન, પદચ્છેદ, સાદાં અને સંયુક્ત અને મિશ્ર વાકયોનું પૃથક્કરણ, સાદા સમાસ, તત્પુરુષ, અને કર્મધારય સમાસો ઉપર બાળકોનું ધ્યાન ખેંચવું. સંધિ, સ્વરસંધિ, વ્યંજનસંધિ, વિસર્ગસંધિ સાદી વ્યુત્પત્તિ.

ધો. ૬:—બધા પ્રકારનાં વાકયોનું સંપૂર્ણ પૃથક્કરણ, અને સમાસો-કર્મધારય, મધ્યમપદલોપી, અવ્યયીભાવ, અલંકાર, ઉપમા, રૂપક, અન્યોક્તિ, શ્લેષ, અને સજીવારોપણ.

ધો. ૭:—થઈ ગયેલા વ્યાકરણના વિષયોનું પુનરાવર્તન, શીખેલી કવિતામાંથી પિંગળનું જ્ઞાન, ખાસ કરીને અક્ષરમેળ અને માત્રામેળ છંદનું જ્ઞાન.

વાચનના પાઠને જ નહિ, પણ સઘળા પાઠને વ્યાકરણ જોડે સંબંધ છે. બધા પાઠમાં બાળકોને બોલવું કે લખવું પડે છે. અને જ્યાં બોલવાનું કે લખવાનું હોય છે ત્યાં વ્યાકરણનો વિચાર કરવો જ પડે છે. જ્યાં જ્યાં બોલવામાં કે લખવામા છોકરાં ભૂલ કરે ત્યાં ઘણુખરું વ્યાકરણનો જ દોષ હોય છે અને તેથી તે સુધરાવતાં વ્યાકરણ શીખવવાનો અથવા પાકું કરાવવાનો વખત પળે પળે શિક્ષકને મળે છે.

એ માટે ગમે તે પાઠમાં છોકરાં વ્યાકરણદોષ કરે તો તે સુધરાવવો જ જોઈએ. ભાષાની ભૂલો ઉપર કયાં માથાફોડ કરીએ, એમ કહી કરવું નહિ. એમ કરવાથી બમણી માથાફોડ કરવી પડશે. વ્યાકરણના જ્ઞાન વિના કદી

પણ આવશે નહિ. અને જો આપણે વ્યાકરણયુક્ત બોલવા લખવાની ટેવ પાડી હશે તો તેઓને વ્યાકરણનો ઉપયોગ સમજાશે અને તે માટેનો રસ વધશે. સામાન્ય નિયમ વિશેષરૂપે જોવાથી ઝટ મનમાં ઊતરી જશે. તેઓ શુદ્ધ લખશે અને બોલશે. વ્યાકરણજ્ઞાન થોડા વખતમાં પાકું થઈ જશે. અને આથી તેઓની બુદ્ધિને અમૂલ્ય કેળવણી મળશે. વ્યાકરણના નિયમો શોધ્યા પછી નીચે આપ્યાં છે તેવાં મનોયત્નો બાળકોને સ્વાધ્યાય માટે આપવાથી તેમનું વ્યાકરણજ્ઞાન વધારે સચોટ થશે.

નીચે આપેલો શબ્દસમૂહ સંભાળપૂર્વક વાંચી જઈ એમાંથી (૧) સંજ્ઞાવાચક નામ (૨) જાતિવાચક નામ અને (૩) વિશેષણો, શોધી કાઢો.

'ઘાતકી આરબોના હાથમાં સલીમે ઘણો લાંબો વખત પસાર કર્યો. આખરે તેને જણાયું કે તે ધનરહિત હતો. આથી તે છૂપી રીતે બસરા ગયો, અને ત્યાં તેણે 'અલ્લાની કૃપા' નામનું એક જહાજ હિંદી મહાસાગરમાં આવેલા મધુર ટાપુ સિરીનદ્વીપ તરફ જતું જોયું. ત્યાં શાંત પવનો વાય છે અને વાયુની લહેરો સુગંધિત પુષ્પોની પરિમલથી સુવાસિત છે. દુઃખી સલીમ, કપ્તાન કાલાને પગે પડયો, અને ઈશ્વરની ખાતર તેના પર દયા બતાવવા વિનંતિ કરી. કાલા, પોતાની કાળી ભમ્મર આંખો અને લાંબી સફેદ દાઢીને લીધે ભયંકર લાગતો હતો ખરો, પણ તે ઘણો જ દયાળુ માણસ હતો. તેણે સલીમને જહાજ પર લીધો, પહેરવા સારાં કપડાં આપ્યાં અને જહાજના તૂતક પર કામ કરવા કહ્યું. બીજે દિવસે જહાજ સિરીનદ્વીપ જવા ઊપડયું. પણ ભયંકર મહાવાયુ ચૂરસ ખૂબ જોરથી ફૂંકાયો અને તેથી તે જહાજ આડે રસ્તે

પહોંચી જવાથી આદ્રીમદેશ પહોંચી ગયું. તે દેશનો રાજા એક ભયંકર જાદુગર હતો અને તેનું નામ અલ-અબ હતું. આ લુચ્ચો જાદુગર ફ્લોરટિસ શહેરમાં રહેતો હતો. તે શહેરને પિત્તળનો ફરતો કોટ હતો. ગામનો આકાર ચોરસ હતો અને તેની ચારે તરફ આવેલી ઊંચી, જાડી દિવાલોના ખૂણામાંથી ચાર ચળકતા મિનારાઓ ઊંચે દેખાતા હતા. દરેક મિનારાની અંદર એક ટટ્ટાર સિપાઈ બ્યૂગલ લઈને ઊભો હતો અને તે સોનાના પૂતળા માફક રણની પેલી તરફ જોતો હતો.'

ખાલી જગ્યામાં યોગ્ય વિશેષણો મૂકો.

(૧) સુરેખા ——— સ્ત્રી છે. (૨) આ પહેરણ જરા ——— છે. (૩) આ મોસંબી બહુ ——— નથી. (૪) તમારો જવાબ ——— છે. (૫) મારી ટોપી ——— છે.

નીચેના વાક્યોમાંથી ક્રિયાપદો અને નકારવાચક શબ્દો શોધી કાઢો:—

(૧) તે કાલે આવશે નહિ. (૨) આ જગ્યા ઉપર બેસતા નહિ. (૩) ડૉક્ટર કહે છે કે હવે ભય નથી. (૪) હું કોઈ પણ દિવસ એને ભૂલીશ નહિ. (૫) હમણાં સુભાષ તોફાન કરતો નથી.

ગૂજરાતી વ્યાકરણ ગ્રંથો:—

મુંબાઈમાં સ્કૂલબોર્ડની ઉત્પત્તિ વિશે, તેમ જ તેણે સ્થાપેલી નિશાળો અને લખાવેલાં પુસ્તકો વિશે અમે અગાઉ સહેજ ઈસારો કરી ગયા છીએ. રા. ગંગાધર શાસ્ત્રી ફડકે તે વખતે નિશાળોના ઇન્સ્પેક્ટર હતા. મહેતાજીઓ તૈયાર કરવાનું કામ પણ એઓ જ કરતા. શિક્ષણ માટે પુસ્તકો પણ એ ગૃહસ્થ જ લખતા. તેમણે બે ગૂજરાતી વ્યાકરણો લખ્યાં હતાં. એક બાળ વ્યાકરણ અને બીજું મધ્ય વ્યાકરણ

હતું. એઓ પોતે જ લખે છે કે "હું તો અસલ દક્ષણી પણ મેં એ ભાષા ઉપર (अभ्यास) અભિયાસ સારી પેઠે (कर्यो) કરીયો તથા (संस्कृत) સંસ્કરૂત વ્યાકરણ ભણેલો છઉં. તેથી (महाराष्ट्र) મહારાસ્ટ ભાષાનું વ્યાકરણ પણ મેં (कर्युं) કરીયું છે. તે ઉપરથી આ ગુજરાતી વ્યાકરણ બનાવ્યું છે."

આ ઉપરથી જણાશે કે રા. ગંગાધર શાસ્ત્રીને સંસ્કૃતનું વ્યુત્પત્તિ જ્ઞાન હશે પણ ગુજરાતીનું કહેવા જેવું જ્ઞાન નહોતું. ઉપરનાં અવતરણો કૌંસમાં શુદ્ધ બાળબોધ અક્ષરે લખીને ગૂજરાતી અક્ષરે અભ્યાસનું અભીયાસ, સંસ્કરૂત વગેરે શું કરવા લખ્યું છે તે અમને સમજાતું નથી. વખતે ગુજરાતીમાં શુદ્ધ હોય જ નહિ અને જોડાક્ષર વગરનું અને અશુદ્ધ એટલે ગૂજરાતી એવો સ્વર્ગવાસી શાસ્ત્રીનો ખ્યાલ હશે! જેમ હોય તેમ, પણ આવા વિદ્વાનને હાથે ગૂજરાતી ભાષાનું પહેલું વ્યાકરણ લખાયું છે. આ વ્યાકરણોનું બધું ધોરણ સંસ્કૃત ભાષાના વ્યાકરણ ઉપર જ હતું. સને ૧૮૩૯માં છપાયેલા તેમના મોટા વ્યાકરણના મુખપૃષ્ટની પાછળની બાજુએ એક–બે વાકય સૂચના રૂપે છાપેલાં છે. એ વાંચીને હસવું આવે એવું છે. અમારા વાંચનારાઓના વિનોદની ખાતર અમે એ લીટીઓ અહીં ઉતારીએ છીએ. "આ ગુજરાતી* લીપમાં (च) આ અક્ષર નથી. માટે ઘણી જ અડચણ પડવા લાગી. વાસ્તે બાળબોધમાંથી અક્ષર લીધું છે. અને 'ઉત્તરાર્ધ'માં રેફ પણ લીધો છે." અમે તો ગામઠી નિશાળે 'ચેચો રરો ને લલો' એમ ભણેલા છઈએ, પણ આ વાત અમારા જન્મ પહેલાં ઘણાં વર્ષની છે." જો સ્વ. શાસ્ત્રીજી લખે છે તેમ જ હોય તો ગુજરાતી લિપિમાં 'च' ઉમેરવાનું માન એમને ઘટે

*લિપિ હશે પણ વખતે છાપનારની ચૂકથી લીપ છાપ્યું હશે.

છે ! એમના વ્યાકરણમાંથી નમૂના અમે આગળ આપી ગએલા હોવાથી એના ગુણદોષનું વિવેચન કરવાની આવશ્યક્તા રહેતી નથી. આ વ્યાકરણ સન ૧૮૫૭માં 'આ પ્રાંતના ભણનારાઓને વાસ્તે, બાજીભાઈ અમીચંદના છાપખાનામાં' છપાયું હતું.

સર થીઓડોર હોપે પણ એક નાનું વ્યાકરણ લખ્યું હતું, જે ઘણા કાળ પર્યન્ત નિશાળોમાં શિખવાયું છે. આ વ્યાકરણ ઈંગ્રેજી વ્યાકરણના ધોરણે લખાયેલું છે.

રા. બ. હરગોવિંદદાસ અને રા. બ. લાલશંકરે આ વિષય વધારે સુગમ થવા સારુ એક મોટું વ્યાકરણ લખ્યું હતું. સૂરતની મિશન સ્કૂલવાળા મિ. મંચેરશા, મિ. ખાનસાહેબ તેમજ બીજા કેટલાક ગૃહસ્થોએ વ્યાકરણો લખ્યાં છે. કેટલાકની નેમ વિષયને સરળ કરવાની અને કેટલાકની નેમ ઈંગ્રેજી વ્યાકરણ જાણનાર અભ્યાસીને સરળતા કરી આપવાની હતી. એ બધાંમાં કંઈ વિશેષ નવીનતા જણાતી નથી.

ગુજરાતી ભાષાનાં અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલાં વ્યાકરણોમાં શ્રેષ્ઠ પદવી ધરાવતું વ્યાકરણ સ્વ. રેવરંડ જે. પી. એસ. ટેલર સાહેબે લખ્યું છે. અમે એના બે ભાગ પાડીએ છીએ. ભાષાવિકારશબ્દો સંસ્કૃતમાંથી શી રીતે આવ્યા, પ્રત્યયો વગેરે કેવી રીતે થયા વગેરે વિવેચનવાળો એક. આ ભાગ સંર્વાંશે ખરો નથી. બીજો વિભાગ સારો લખાયેલો છે. ગમે તેમ હોય પણ વિદેશી છતાં દેશી થયેલા એ સદ્‌ગૃહસ્થે આપણા સાહિત્યમાં પોતાની વિદ્વત્તાના, પોતાની શુદ્ધ, સરળ અને રસિક ભાષાના અને ગુજરાતી ભાષા તરફ પોતાની અગાધ પ્રીતિ અને પક્ષપાતના શુભ કીર્તિસ્થંભરૂપ તેમનું વ્યાકરણ ઉભેર્યું છે ને તે ચિરકાળ રહેશે.

શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસના 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' અને 'ઉત્સર્ગમાળા' નામના વિદ્વત્તાભર્યા ગ્રંથો 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' તરફથી પ્રસિદ્ધ થયા હતા ભાષાશાસ્ત્ર શાસ્ત્રની ગણનામા થોડા કાળથી જ આવ્યુ છે, અને ઇંગ્રેજી જેવી ખેડાયેલી ભાષામા શાસ્ત્રીય રીતિયે લખાયેલા વ્યાકરણની હજુ પણ ખોટ છે, તો ગુજરાતી ભાષામા આવા ગ્રથ ક્યાથી હોય? 'ઉત્સર્ગમાળા' હેમાચાર્યના ગ્રથને આધારે લખાયેલુ પુસ્તક છે પ્રાકૃત જોડે આપણી ભાષાનો સબધ દર્શાવી પ્રાકૃતના અભ્યાસ તરફ પહેલવહેલી અભિરુચી ઉત્પન્ન કરવાનુ માન આ વિદ્વાનને ઘટે છે

ગુજરાતી ભાષાના ભાષાશાસ્ત્રની રીતિના અભ્યાનક્રમનુ દિગ્દર્શન સ્વ નવલરામના 'વ્યુત્પત્તિપાઠ'મા જ પ્રથમ થાય છે શાસ્ત્રીય રચનાનો આ ગ્રથ એ સ્વર્ગવાસી વિદ્વાનના અગાધ શ્રમનુ આનદદાયક ફળ છે પોતાની માતૃભાષાને આવી સમૃદ્ધિ આપી જનારાને સર્વદા ધન્યવાદ ઘટે છે

અમારા એક શિષ્ય જૂનાગઢવાળા રા જેન્દ્ર બહેચર ઝવેરીએ 'વ્યુત્પત્તિસાર' નામનો આ વિષયનો એક ગ્રથ લખ્યો છે એમા સ્વ નવલરામ કરતા પણ એ વિષયમા એ આગાડી વધ્યા છે તે જોઈને આનદ થાય છે ઘણા વર્ષ થયા છે તો પણ 'વ્યુત્પત્તિપાઠ,' 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' જેવા ગ્રથોની સ્પર્ધા કરે એવા બીજા ગ્રથો લખાયા નથી એ શોચનીય છે

નિશાળોને સારુ કેળવણીખાતા તરફથી 'વ્યુત્પત્તિપ્રવાગ' નામનુ પુસ્તક પણ બહાર પડ્યુ છે"

'આડીના સાહિત્યનુ દિગ્દર્શન'માથી

# કવિતા

મનુષ્યને વિશેષ લાગણી થાય છે ત્યારે તે પદ્યદ્વારા પ્રદર્શિત કરે છે.

હસ્તાઘાતે વીણામાંથી ઉદ્ભવેલો નાદ જેમ સંગીતમાં પરિણમે છે તેમ હૃદયવીણાનાં લાગણીસ્થાનો આઘાત અનુભવતાં તેમાંથી કાવ્યતરંગો નિષ્પન્ન થાય છે. નિઃસ્પંદ પડેલી લાગણીઓમાં પ્રાણનો સંચાર થાય છે અને કાવ્યના ઓઘ વહેતા થાય છે. હૃદય એ લાગણીનું સ્થાન અને લાગણી એ સંગીત-કાવ્યનું ઉદ્ભવસ્થાન. માનવીની સ્પંદન અનુભવતી લાગણી કાવ્યરૂપે અવતરે છે.

કાવ્ય અને રસ'—

કાવ્યશિક્ષણમાં ઉભય પક્ષે રસિકતા આવશ્યક છે. (ભાવ, પદલાલિત્ય ને રહસ્ય—અભિરુચિ.)

કાવ્યશિક્ષણમાં શબ્દાર્થ વધુ અગત્યના નથી; પણ પ્રેરણાની જાગૃતિ ને કાવ્યમાધુર્ય પીતા કરવાનો ઉદ્દેશ વધુ લક્ષમાં રાખવો.

બાલકની જાગતી રસવૃત્તિને પોષવાનુ લક્ષમાં રાખવું.
વાચનના સર્વ નિયમો કવિતાવાચનને ય લાગુ પડે છે.
કાવ્ય શીખવવામાં વિશેષ ચાતુર્ય ને ખબરદારી જોઈએ.
કાવ્યવાચન પ્રફુલ્લ ચિત્ત વિના સંભવિત નથી.

કવિતા શીખવવાની ત્રણ મતલબઃ—

(૧) વાંચવામાં રસિકતા આણવી.
(૨) ભાષાનું ઉત્તમ જ્ઞાન આપવું.

(૩) જુદા જુદા પદાર્થો, બનાવો, લાગણીઓનાં ચિત્ર બાલ-અંતઃકરણ ઉપર પાડી જુદી જુદી જાતની ઊંચી મનોવૃત્તિઓને જગાડવી.

કવિતામાં ભાષા ઉપરાંત રસનિરૂપણ અને પિંગળજ્ઞાન એ બે પર વધારે લક્ષ અપાવું જોઈએ.

કવિતામાં ભાષા ને અર્થ બન્ને ઉપર સમાન લક્ષ અપાય છે.

ગદ્યમાં મુખ્ય લક્ષ બહુધા અર્થ ઉપર હોય છે. કાવ્યમાં ભાષા મોટે ભાગે સંસ્કૃતમય હોય છે. કાવ્ય વાણીવિલાસ પણ છે.

કવિના શબ્દો કાવ્યને ઉચિત હોય છે. તેમાં ફેરફાર વિનાશકારી છે.

કવિતામાં વાણીની શુદ્ધતા, યથાયોગ્યતા, યથાર્થતા, અને સુવર્ણતા એ ચારે ગુણો સંપૂર્ણ રીતે સુમેળ સાધે છે. આને લીધે કવિતા ઉત્તમ ભાષાજ્ઞાન માગી લે છે.

કાવ્ય શીખવતાં સમાનાર્થ શબ્દના ભેદ, એક શબ્દના અનેકાર્થ અને વિરુદ્ધાર્થ શબ્દો પણ યથેચ્છ ધ્યાન માગે છે.

મૂળાર્થ, વાચ્યાર્થ, લક્ષ્યાર્થ, વ્યંગ્યાર્થ, દા. ત. પંકજ.

અન્વય—ગદ્યના નિયમ પ્રમાણે પદ્યને ગોઠવવું તે અન્વય. તે પણ કાવ્યનો અર્થ સમજાવવાને બસ નથી.

ચરિતાર્થ—પદ્યનો સઘળો અર્થ તથા ભાવ ગદ્યમાં સારી છટાદાર ભાષામાં લખી બતાવવો એને ચરિતાર્થ કહે છે.

ચરિતાર્થ મોઢે પણ બોલાવી શકાય. ચરિતાર્થ સારી રીતે લખવો એ એક સુંદર નિબંધ જ લેખાય. તેથી ભાષાશૈલીની કેળવણી મળે છે.

કવિતા—સમભાવ અથવા સમસંવેદન માગે છે.

ગદ્યમાં જ્ઞાન આપવું યા જાગૃત કરવું એ જ મુખ્ય ઉદ્દેશ હોય છે, પણ સમભાવ ઉત્પન્ન કરવો એ એનો ગૌણ હેતુ છે.

પણ કવિતા રસપ્રધાન વસ્તુ છે તેથી સમભાવ ઉપર જ શિક્ષકનું લક્ષ રહેવું જોઈએ. કવિતા પદ્યરૂપ વાણી ને અર્થની પ્રૌઢી માગી લે છે.

કવિનું લક્ષ ઊંચી મનોવૃત્તિ ઉત્પન્ન કરવા તરફ જ રહેલું હોય છે.

કાવ્યશિક્ષણમાં શબ્દચિત્રણશક્તિ વધુ આવશ્યક છે.

કવિએ શબ્દચિત્રણ ઉત્તમ રીતે કર્યું હોય છે.

કાવ્ય બાલકના સામાન્ય માનસને ઓળખીને જ પસંદ કરવું. ચોક્કસ સમયમાં એ કાવ્યનો આસ્વાદ અંપાઈ રહે એ ધ્યાન રાખવું.

સસ્કૃત પ્રમાણેની જૂની અને નવી કવિતાઃ—
ભજનો,
આખ્યાનો,
વાર્તા–કાવ્યો.

કાવ્યમાં સ્વાનુભવ, લાગણી, તરંગ. (પશ્ચિમની અસર)
ઊર્મિગીતો,
પ્રતિકાવ્યો.
અને તાલીમ કાવ્યોનો સમાવેશ થાય છે.

અમુક રસિક વસ્તુના આસ્વાદ પછી નકામાં બેસી રહેતાં કાવ્યનો પ્રસાદ નષ્ટ થાય છે. શિક્ષકે તો કવિ અને કાવ્ય ને બાલક વચ્ચે બને ત્યાં સુધી આવવું જ નહીં.

કવિતા, હૃદય ને લાગણીનો સંબંધ હમેશાં ધ્યાનમાં રાખવો. કાવ્યાસ્વાદન કરાવવા પૂરતું જ શિક્ષકનું કાર્ય છે.

પૂર્વ તૈયારી—રસપક્ષે.

(૧) કાવ્યના અર્થ ને ભાવની સંપૂર્ણ સમજ.
(લાલિત્ય, યમક, સંગીત, પદ વગેરેનું ભાન.)

(૨) પૂર્વસંસ્કાર–કાવ્ય ઉત્પત્તિ પહેલાંના (કવિ માનસ પરનાં) ને કાવ્યમાં દૃશ્યમાન થતા વાતાવરણના.

(૩) સંપૂર્ણ સમભાવ પછી થતી લાગણીઓ ને ભાવના સ્પન્દનનો સંપૂર્ણ ખ્યાલ.

વ્યવહાર પક્ષે.

(૧) કાવ્યનો ઈતિહાસ. ઈતર સમાન કે સમગુણી કાવ્યનો પરિચય.

(૨) કવિની શક્તિના દર્શનનુ પ્રદર્શન.

(૩) કવિ, કાવ્ય ને બાલકની સમજનો ક્યાં મેળ ખાય છે તેનુ સંપૂર્ણ ભાન.

આપણાં ગીતો

નરસિંહ ને મીરાં.

નરસિંહ–મીરાંનાં ગીતો છંદબદ્ધ કાવ્યો નથી. તેમને સંગીતનું (કાવ્યમાં) સંપૂર્ણ ભાન.

વ્યાપક ભાવ ને અર્થની શક્તિ ભક્તિ પૂરતી કે વધુ?

માતૃભાષા હોઈ પૂર્વ ઈતિહાસ – કવિનો, કવિતાની શક્તિનો ને વાતાવરણનો–બાળકની શક્તિ અનુસાર.

સુંદર વાચન. થોડીક ભૂમિકા. સૂચક પ્રશ્નો ને 'સારસંકલન.'

અપરિચિત શબ્દોનો પરિચય

પ્રેમાનંદ શામળ—કવિતા, કવિ, કવિકાલ–ની ઓળખ, ઈતિહાસનો પરિચય.

પ્રેમાનંદનાં આખ્યાનો.

પૂર્વ તૈયારી—જાણીતી દંતકથાઓનું સ્મરણ.

વાર્તા, આખ્યાનની શૈલી, શુદ્ધ સરલ વાચન, પ્રશ્નોત્તરી, વગેરે.

દયારામનાં ગીતોનું ગૂંજન ને લાલિત્યની અસર બાળકો અનુભવે એટલું ધ્યાનમાં રાખવું.

સાક્ષરયુગની કવિતા. ગો. મા. ત્રિ.થી ન. લો. દિ.

પરદેશી અસર. નવાં નવાણ. નવયોજના–છંદ વગેરેની લક્ષમાં રાખવી.

કવિ ને કવિતાનાં લક્ષણો. (પાઠ માટે લક્ષમાં રાખવાં.) કવિ, કવિનાં કાવ્યો અમુક અંશે નિરનિરાળી પદ્ધતિ માગી લે છે.

કાવ્યવાચનઃ—(બાલકો પક્ષે પણ લક્ષ માગી લે છે.)

કવિતાની ભાષા, પાઠની ભાષા, બાલકની ભાષા ને શિક્ષકની ભાષા, આ ચારે ભાષા એકતાર થવી જોઈએ. ભાષા પર વધુ લક્ષ આપતાં અર્થ લક્ષ બહાર ન રહે એ ધ્યાનમાં રાખવું.

અન્વય ને ચરિતાર્થ બન્ને સ્વાભાવિક રીતે પાઠ દરમ્યાન થવાં જોઈએ.

કાવ્યના અર્થને બહુ ઘૂંટવો નહીં. સમજવા જેવું તો (કાવ્ય ધોરણને અનુસાર હોય તો) બાલકને સમજાય જ જાય છે.

કાવ્યમાં કાવ્ય અને કવિ, કરતાં કાવ્યભાવ અથવા કાવ્યભાવદ્વારા અનુભવભાવ વધુ લક્ષ માગે છે.

માનવભાવોની ચિરંજીવ, ને હૃદયસ્પર્શી લાગણીઓના ચિતાર કાવ્યભાષામાં સંકલિત થએલા હોય છે.

માનવી માનવ તરીકે એ સમજી શકે એ સ્પષ્ટ છે.

કવિના ભાવોનું પૃથક્કરણ ન કરવું. ભાવોનું પૃથક્કરણ અસ્વાભાવિક જ લાગે. સૂક્ષ્મનું સ્થૂલમાં નિરૂપણ બતઅ્તા દર્શાવે છે. સૂક્ષ્મભાવો અનુભવાય જ છે. માનવીની આંખમાં ઉપજતા–વિલસતા ભાવોનું, હૈયાની એરણ પર ઊઠતા–ઘડાતા ભાવોનું દર્શન વાણી સ્પષ્ટ રીતે કરી શકે તો એ અપવાદ જ લેખાય.

કોઈ વ્યાસ, કોઈ વાલ્મિકિ એ દર્શન કરાવવામાં સંતોષ આપી શકે તે પણ ભાગ્ય છે એ ન ભૂલવું. એમની ભાવના સામાન્ય કવિની નથી. એમનું દર્શન સામાન્ય કવિનુ નથી. યુગદ્દષ્ટા ને યુગસ્રષ્ટા કવિથી પર છે; છતાં તે કવિમાંથી બની શકે એમ ખરુ.

કવિ કવિના ભેદ અહીં પ્રત્યક્ષ થાય છે. સ્રષ્ટા ને દ્દષ્ટા કવિ, યુગયુગની ભાવનાઓના સ્રષ્ટા દ્દષ્ટા ને પોષક મહાનુભાવમાં લાક્ષણિક ભેદ છે. એઓ માનવીનર કે માનવીતમ માનવી છે.

આના કવિઓ બધા રસોનું દર્શન કરાવે છે પણ એ બધા રસોના સ્રષ્ટા હોય છે. રસસ્રષ્ટા એટલે રસવૈવિધ્યના સ્રષ્ટા, રસનાં રૂપરૂપોના દ્દષ્ટા ને સ્રષ્ટા.

માનવીને માનવ બનાવવો એ મુખ્ય કવિનું કામ

માનવી—વિશ્વમાનવી બનાવવો યા માનવી દેહે વિશ્વમાનવીની ભાવના જાગૃત કરવી—એ કાર્યભેદમાં કર્તા ભેદ પણ સમજવો.

'નિરખને ગગનથી' માંડી કાવ્યયાત્રા કરવાની છે. તે છેક 'મોરીનાં ફૂલ' કે 'પૂલના થાંભલા' કે 'નવું ઓળખાણ' કે 'ગોટલા' સુધી.

કવિતા ગાનારા, ને તે દ્વારા માનવીની ઉત્કૃષ્ટ લાગણીઓ–ભાવનાઓ ગાનારા. બ્રહ્મ–પરબ્રહ્મનું સાહચર્ય સાધી આપવા ઉદ્‌વેગ જગાડનારા કવિઓ તે–નરસિંહ ને મીરાં.

* માનવહૃદયની રસ નિર્ઝરતી લાગણીઓ જગાડી માનવી પાસે નહીં પણ પ્રભુ પાસે સમર્પણ કરનાર ને કરાવનાર તે દયારામ.

આ બન્ને વસ્તુઓનો ઘડવૈયો–કારીગર તે અખો.

ગૂજરાતી માનવતા ઊતરી–ઊતરી જ ને નહીં તો 'નર્મદ–દલપત'ની શીખ ગૂજરાતને સાંભળવી ન પડત.

સાગરના ઉલાળાના બે મધ્યબિન્દુઓ વચ્ચે થતું 'લાઘવ' તે નર્મદ–દલપત યુગનું. પછી બીજા બિન્દુએ હીંચવા કવિતા રમણે ચઢે છે–તે નવયુગ.

નવી કવિતા

નવો યુગ. નવ મન્થન, નવ ભાવના, નવ ચેતન વગેરેનો વિચાર આવશ્યક.

કવિતા સાંભળી ગાવા માત્રનો આ યુગ નથી. કવિતા સમજી હૃદયમાં હુલાવવાનો આ યુગ કહી શકાય.

યુગ–કાવ્યસર્જન ભલે ન હોય પણ 'યુગ–કાવ્ય–ઝંખન' તો નવ કવિતામાં છે. આકાશે તાકશે તે કોક, ઊંચા ઝાડને કે ગિરિશૃંગને તો અડશે જ એ સંતોષ.

માનવીની યા કવિની દૃષ્ટિ કે ઝંખના ઉચ્ચ હોવી એ પણ યુગબળનું એક અમોલ લક્ષણ ખરું જ.

અહીં કોક કલ્પના ને તરંગનો ભેદ શીખવે તો શીખી લેવા જેવો ખરો. એ વમળમાંથી પણ આપણે બહાર આવવાનું તો છે જ.

નવી કવિતાનાં લક્ષણો

ભૂતકાળનો વારસો. જીવનમન્થન. નવાં નવાણુ.

ભાષાભેદ, પિંગળભેદ, વૃત્ત, છંદ અને ઢાળ.

કાવ્યો ને ગીતો બન્ને સરજાય છે. એમાં દેશી પરદેશી બન્ને તત્ત્વો દૃષ્ટિગોચર થાય છે, સ્તુત્ય કેટલું એ વિવેચકોનું કાર્ય–કવિતાના શોખીનોનું નહીં.

કવિ થવાના કોડ તો જુવાનીમાં જેમ દરેકને કંઈક કોડ જાગે એમાંનો એક છે. પણ કોડ હોય પરંતુ તે પૂરવાનું સામર્થ્ય હોવું એ નિરાળું છે. પણ કોડ રાખનાર નિંદ્ય નથી. કોડ સજીવ રાખી, તે પ્રમાણે સર્જનવ્યાપાર કરનાર સ્તુત્ય છે. નવી કવિતા શ્વાસ લે છે, ને વાચકો તે જોઈ શ્વાસ લે છે એટલે નવ વાચકોને વધુ સમજ હોવી જોઈએ.

જમાનો ઓળખે, તેના અનુગામી પરીક્ષે ને તેના ય અનુગામી તારવે, ને પછી જે તરે તે ચિરંજીવ.

કવિતાનાં મૂલ સમકાલીન ન હોય. કવિતાનાં મૂલ કાળ કરે છે. કાળની વીંઝમાં ઊડયું, ટકયું એ ચિરંજીવ.

કવિતાનો અનુભવ કરવા પ્રયત્ન કરવો. પરીક્ષા માટે નહીં. કાવ્યપરીક્ષા એ ઢોંગ જ છે.

રસની પરીક્ષા. જનતાનો રસપ્રવાહ પાણી ઝીલે તેમ.

પાણીનું બિન્દુ ઝીલે, માનવ પાણીની ગતિનું માપ ન આંકી શકે. એનો પ્રવાહ જ એનું માપ આંકે તેમ. કાલસર્જન યા યુગસર્જનનો પરીક્ષક આમ કાલ જ હોય.

કવિતા શિક્ષણમાં આપણે ત્યાં આટલા ભાગવિભાગ પ્રચલિત છે.

કવિતાના પ્રકાર:

ભજનો, વર્ણનાત્મક કાવ્યો, આખ્યાનો

| | |
|---|---|
| ઊર્મિકાવ્યો, | ગીતો, |
| નાટ્યતત્ત્વવાળાં કાવ્યો, | કથાકાવ્યો, ખંડકાવ્યો |
| ઊર્મિ ગીતો | સૉનેટ |
| મુક્તકો | |

શિક્ષણપદ્ધતિ

આખ્યાન કે કથા કાવ્યો શીખવતી વખતે આટલી વિગતો ઉપર લક્ષ આપવું :—

વાર્તાતત્ત્વ,

પાત્રો – તેમનું નિરૂપણ વગેરે.

આયોજન – પૂર્વભૂમિકા, વાતાવરણ, સામગ્રી, વસ્તુ, સંઘર્ષણ ને પરિણામ.

કાવ્યશિક્ષણની શરૂઆત

(૧) શરૂઆતમાં શિક્ષકે કાવ્ય વિષે ભૂમિકા તૈયાર કરવી,

(૨) શિક્ષકે પોતે 'કાવ્ય–અનુરૂપ' વાચન કરવું, પછી વિદ્યાર્થીઓને 'મૂક–વાચન' કરવા દેવું. ગીત હોય તો શિક્ષકે ગાવું.

(૩) 'મૂક–વાચન' દરમ્યાન વિદ્યાર્થીઓની વ્યક્તિગત મુશ્કેલીઓનો સ્ફોટ કરવા શિક્ષકે ચપળતાથી વર્ગમાં ફરતા રહેવું – કોઈને વિક્ષેપ ન થાય ને મુશીબત હોય તેને સંપૂર્ણ સંતોષ મળે એ રીતે.

(૪) ત્યાર બાદ પહેલેથી કાવ્ય પાઠ પર લખી રાખેલ 'સૂચક પ્રશ્નો' મર્મ વિષે વિદ્યાર્થીઓના સહકારથી ઉત્તર શોધવા. મૂક–વાચન કરતી વેળા કાવ્ય પાઠ પર લખેલા પ્રશ્નો મનમાં રાખી, જવાબની તજવીજ કરતા રહેવાનું

સૂચન વિદ્યાર્થીઓને કરવું. પ્રાસંગિક વિવેચનોને પણ વર્ગમાં સંપૂર્ણ તક આપવી. વિદ્યાર્થીઓને સૂઝતા કે ન સૂઝતા કાવ્ય માટેના પ્રશ્નો અણછેડ્યા ન રહેવા જોઈએ. પાઠ કવિતાનું દર્પણ બને.

તા. ક. કથાકાવ્ય, આખ્યાન કે ખંડકાવ્ય લાંબું હોય તો એના 'સજીવ–ટૂકડા' ને છેડલે સમગ્ર કાવ્ય લેવું. એના કરેલા ખંડથી અર્થ કે ભાવ ખંડિત ન થાય એટલું લક્ષમાં રાખવું.

ઊર્મિકાવ્ય—સૉનેટ, 'ઓડ', ગીત, કરુણપ્રશસ્તિ ને નિર્મળ ઊામકાવ્ય વગેરેના દાખલા શિક્ષકના સ્મરણમાં હોવા જોઈએ. એ વિષેનો ઉપયોગી એવો ઇતિહાસ હોય તો તે વિષે વિદ્યાર્થીઓને પરિચય અપાય એટલી તૈયારી શિક્ષકની હોવી જોઈએ.

પદ્ધતિ—

(૧) મમતાપૂર્વક વાચન. આવું વાચન કવિતા, કવિ ને વિદ્યાર્થી સર્વને હિતકર હોય છે એટલું શિક્ષક લક્ષમાં રાખે.

(૨) કાવ્યના 'અંતર્ગત' યા મધ્યવર્તી વિચાર પર વાર્તાલાપ કરવો. વાર્તાલાપ ભારેખમ ન થાય એ પર શિક્ષકનું લક્ષ હોવું જોઈએ.

(૩) પછી કાવ્યપાઠમાં સાંકેતિક પ્રશ્ન મૂકી 'મૂકવાચન' કરવા વિદ્યાર્થીઓને કહેવું.

(૪) પૃથક્કરણ—વિચારો, લાગણીઓ ને ભાવોનું.

(૫) વિચારપ્રેરક પ્રશ્નો જ પૂછવા. વસ્તુશોધન કે સામાન્ય પ્રશ્નો વિદ્યાર્થીઓની ઉત્તેજના વિકસાવતા નથી.

નાટ્યતત્ત્વવાળી કવિતા હોય યા નાટ્યખંડ હોય તોઃ—

(૧) ભાવવાહી વાચન કરવું. બાળકોની કલ્પના ઉત્તેજિત થાય ને નાટકતત્ત્વમાં રહેલા અભિનયતત્ત્વનું ભાન થાય એવું

વાચન કરવું. સંવાદ જેમ વાંચી જવું નહી. પાત્રોના અધિકાર, કાર્ય ને લાગણીઓ લક્ષમાં રાખી એ જે પાત્રની જેમ જ નાટકમાં અભિનયસહ નૈસર્ગિક વાણી નીકળતી હોય તેમ જ વાચન કરવું શ્રેષ્ઠ લેખાય.

(૨) વિચારભાર, કલ્પના, વાણીનું પૃથક્કરણ.

(૩) વર્ગના વિદ્યાર્થીઓમાંથી ઉત્તમ વિદ્યાર્થીઓ નાટકમાં આવતાં પાત્રો ને પ્રસંગોને વધુમાં વધુ સમજી 'વાણી–અભિનય'માં વસ્તુનો સાક્ષાત્કાર કરાવી શકે એવા વિદ્યાર્થીઓને સહજ પસંદ કરી વર્ગમાં જ નાટક ભજવવું.

વિદ્યાર્થીઓની કક્ષા ઊંચી હોય, માનસ વિકસેલું હોય તો—

(૧) પ્રસ્તાવ—પશ્ચાદ્‌ભૂ–ને પૂર્વ તૈયારીનો ખ્યાલ આપવો. મુખ્ય પાત્ર ને પ્રસંગનો પરિચય કરાવવો.

અભિનય કરી શકે યા કર્તવ્યક્ષમ વિદ્યાર્થીઓ બને એવો પ્રયાસ કરવો.

(૨) કાર્યપ્રવાહ—ગતિનો ખ્યાલ આપવો.

(૩) કાર્ય ને વસ્તુ વળાંક લે તેનો પરિચય.

(૪) અંત—સંઘર્ષણનું પરિણામ.



## ૧૦

## ભાષાશાસ્ત્ર

'કેળવણી દ્વારા પ્રજાને જ્ઞાન આપવું જોઈએ. જ્ઞાન ગ્રંથોમાં સંઘરેલું છે. ગ્રંથો જાણવા માટે ભાષા શીખવી જોઈએ, અને વાંચવા માટે અક્ષરો જાણવા જોઈએ; તેથી કેળવણીની શરૂઆત ભાષા અને અક્ષરજ્ઞાનથી જ થઈ શકે.' કાકા કાલેલકર

'ભાષા એટલે પ્રજાજનના ભાવ ને વિચારની આપલેનું સાધન. ને શબ્દ એટલે ભાષાની મ્હોર: સાહિત્ય એટલે એ આપલેનાં સર્વોત્કૃષ્ટ જવાહીરોનો યુગ યુગનો ભંડાર.'

—ન્હાનાલાલ

સૃષ્ટિ સર્જાઈ. અનેક તત્ત્વોએ રૂપ ધારણ કર્યું. એ રૂપમાં વિકાસનાં તત્ત્વો ભળ્યાં. સૃષ્ટિ વધવા માંડી. સૌએ પોતપોતાને સ્થળે કોઈ ગતિથી વિકાર અનુભવી વિકાસ કરવા માંડ્યો. સૃષ્ટિ બે મહાન ને મુખ્ય તત્ત્વોમાં ભિન્ન થઈ. એકને આપણે જડ કહીએ, બીજાને ચેતન. આમ સૃષ્ટિના બે વર્ગ થયા—જડ ને ચેતન. જડની ચેતના ઓછી–કોઈ સર્જન નામ પામેલું તત્ત્વ આજે વપરાતા જડ શબ્દના પ્રચલિત અર્થમાં જડ રહી નથી. ઓછા વિકાસ ને વર્ધનને આપણે જડ શબ્દથી ઓળખાવીએ છીએ. આ ચેતનસૃષ્ટિમાં બીજા બે ભેદ સર્જાયા. જડ ચેતન બન્નેમાં પ્રાણ છે: જડ–ચેતન ને ચેતન–પ્રાણ. લૌકિક ભાષામાં આપણે એકને નિસર્ગ કહ્યો. બીજાને પ્રાણી–વિભાગ. સર્વના પ્રાણ તો ખરા જ. પત્થર કે ફૂલ, પ્રાણી કે પંખી, કે માનવી બધાંમાં પ્રાણના ધબકાર તો ખરા જ.

પ્રાણીમાત્રને વાચા ફૂટી. તે જેની વાચાએ લાગણી ને અનુભવોનું પ્રદર્શન સહજ થયું તે માનવી. શબ્દ કે ધ્વનિ ઉપરાંત અર્થ જેની વાચામાં ઉમેરાયો એ તો માનવીની કૃતિ ને માનવીને સર્જનહારની ભેટ. માનવીએ પ્રાણીસૃષ્ટિ કરતાં એટલું વિશેષ કેળવ્યું. પોતાની લાગણીઓ ને ફૂટેલી વાચાને–માનવે વાચાને કામ સોંપ્યું–લાગણીઓનું પ્રદર્શન કરવાનું પ્રદર્શન કરવાનો અંશ તો સર્વમાં છે. ફૂલ તેથી તો ફોરે છે. પોતાના ગુણધર્મ સૌન્દર્ય ને સુગંધી પ્રાણી સમક્ષ પ્રદર્શિત કરે છે. જળે વહન ને સંગીતથી એ જ કાર્ય કર્યું. પત્થરે આકાર ને શક્તિથી સજીવના સાબિત કરી. માનવીએ માત્ર પ્રદર્શનવિશિષ્ટ કર્યું. ઈતર સૃષ્ટિ એ અર્થ સમજી, પણ સમજાવી શકી નહીં. એ મૌન રહી. એને આપણે જડ કહીશું? માનવીએ અર્થ યોજી પોતાની ક્રિયાઓ ને પ્રતિ-ક્રિયાઓ, લાગણીઓ ને અનુભવોને ઓળખાવ્યા. તે ઓળખને એ અર્થને બળે જીવતી રાખી. માનવી માનવીએ એ જાણ્યા–જોયા. એથી જ તો માનવીનું પ્રભુત્વ. પણ વાચા અનુભવ વિના શું કરત? ને અનુભવ વાચા વિના શું કરત? બન્ને પ્રશ્નોમાં રમુજ છે ને એ રમુજ આપણે માણી શકીએ છીએ; માણવા જેવું છે એ જાણી, જણાવી શકીએ છીએ. એટલી આપણી માનવી લેખે વિશિષ્ટતા.

ઉપર કહ્યું તેમ એક વિભાગ મૌન રહ્યો. મૂગા પાસેથી બોલતો કામ લે, મૂંગો વાચાથી ધન્ય બનેલા પાસે શું લે? એ ન્યાયે માનવીએ પોતાની સૃષ્ટિને ઈતર સૃષ્ટિથી વધુ પ્રબલ ને પ્રાણવાન કરી. માનવીસૃષ્ટિ ઈતર સૃષ્ટિની સેવા લેવા માંડી. એક સેવક ને બીજો માલિક–ભોક્તા થયો.

માનવી ભોક્તા થયો. તે ભોગમાંથી જય ને પરાજય એને માટે નિર્માયા.

- બન્ને સૃષ્ટિ વધી, સૌ સૌના ધર્મ પ્રમાણે–માનવીએ ધર્મ વાચામાં મૂક્યો. સૌની નિકટ તેથી જ ધર્મ આવી શક્યો. એનામાં ચેતનસંચાર ને તેથી તેની સ્વતંત્ર ગતિ એ બીજું વિશેષ લક્ષણ.

પોતાની ચેતન ગતિથી બીજી સૃષ્ટિ કરતાં એણે વધુ વિકાસ સાધ્યો. આમ જોતાં ત્રણ ભાગ પડ્યા. ચેતન છતાં નિષ્પ્રાણ લાગતી કુદરત થઈ, એક વિભાગ. ચેતન અને ગતિ હોવા છતાં વાચાની અર્ધ, અબુધ સૃષ્ટિ–પ્રાણીપંખી સૃષ્ટિ થઈ. ને ચેતન ગતિ ને અર્ધબુધ તે માનવી સૃષ્ટિ થઇ કુદરતની તો એના સ્રષ્ટાએ જ ભાળ લીધી. માનવી ને પ્રાણી સૌ પોતપોતાની સૃષ્ટિમા મસ્ત તેથી. પ્રાણીપખી સૃષ્ટિ મધ્યસ્થ. માનવીએ એની સેવા લીધી કુદરતે મૂગે મોઢે પોતાની શક્તિથી એને પોષી. આમ ત્રણ વિભાગમાં વહેંચાઇ સૃષ્ટિનાં તત્ત્વો વિકસ્યા, ફેલ્યાં ને ફાલ્યા

માનવીની મતિ ને ગતિથી બીજી પ્રેરણા મળી. પોતાને સપૂર્ણ સમજવું ને બીજી સૃષ્ટિઓને પણ સમજવી એવું પ્રથમ ભાન થયુ. માનવી વાચાથી અનુભવ નોંધતો ગયો ને અનુભવની પરંપરાએ એને જ્ઞાન આપ્યુ. માનવીમતિમાં જ્ઞાન પ્રવેશ્યુ. મતિની ગતિ કલ્પનાનુ નામ પામી. માનવી કલ્પનાએ ન જોયેલુ જોવાની, ન અનુભવેલુ અનુભવવાની ઈચ્છા સેવી. ભૂત ને ભાવિની સૃષ્ટિઓ એની કલ્પનામાં ખડી થઈ વર્તમાન એની વારે ધાયો વર્તમાનને વાંચી એણે ભુત અને ભાવિ વાંચવા માંડ્યા. આ ક્રિયામાંથી સશોધનવૃત્તિ જાગી. સંશોધન ક્રિયાએ ટાંચણ કર્યાં ને કાર્ય પાછળ કારણ ને કારણનું કાર્ય એણે જોયુ નહોતુ તેથી એ શોધવા માંડયુ. માનવીને 'કાર્યકારણ'ની લગની લાગી. આ જોડ સિદ્ધ કરવાની એની

ઈચ્છા પ્રબલ થઈ જન્મ, વિકાસ, જરા ને મરણ જોયા એનુ કારણ શુ ? આ કારણો શોધવામા એની કલ્પના ભૂતકાળ ખોદવા માડી, ભવિષ્યમા ઊડવા માડી આ કાર્યમા ભાષા ભોમિયો કે સહાયક બની મૂળ ધ્વનિ ને એમા આયોજેલો અર્થ એને ખૂબ ખપ લાગ્યો એણે, પરિચિત થતી બધી ક્રિયાઓ ને લાગણીઓમા કાર્યકારણના સબધ યોજવા માડ્યા, આ ક્રિયા એણે અમુક રીતે કરી આ બધી શક્તિની સિદ્ધિને એણે શાસ્ત્ર શબ્દથી ઓળખાવી માનવીએ શાસ્ત્ર રચવા માડ્યા કોઈપણ તત્ત્વની પિછાન, એના અગ–ઉપાગની ઓળખ, એના ગુણધર્મની માહિતી, એના વિકાસની રેખા વગેરે એણે મથી જાણ્યા આમ જાણી જે 'અર્થ' ભેગો કર્યો તે અર્થને શાસ્ત્ર કહ્યુ આવુ શાસ્ત્ર ભાષાતત્ત્વનુ પણ ખરુ ! જ્યા તત્ત્વ છે ત્યા તેનુ શાસ્ત્ર થયુ

જીવ જીવની સૃષ્ટિઓમા બીજી સૃષ્ટિઓ પણ થઈ એમાની એક તે શબ્દસૃષ્ટિ એકલદોકલ ઘૂમતા આદિ માનવની જેમ થોડાક અક્ષરો ભેગા મળ્યા–સાર્થ શબ્દ થયો શબ્દો મળ્યા ને વાક્યો થયા એ શબ્દનો પ્રસાર વધ્યો ને વધતો જ રહ્યો માનવીના સસારની સાથે માનવી–માનવીગણે શબ્દ–સૃષ્ટિના ગણ થયા માનવીએ એ સૃષ્ટિને ભાષા કહી શબ્દોને માનવીએ જાતિ ધર્મ પણ આપ્યા સ્ત્રીને પુરુષની જોડીનો જેવો પ્રસાર તેવો જ સસાર કર્તા ક્રિયાપદનો થયો

હવે આપણે આ શબ્દસૃષ્ટિનો વિચાર કરીએ અક્ષર, શબ્દ, વાક્યો, ને ઉત્તરોત્તર આખી ભાષા–ભાષાનુ સાહિત્ય

માનવીએ શબ્દોમા અર્થ મૂક્યા માનવી મરતો ગયો શબ્દ જીવતો રહ્યો એના એ ઝાડ પાન એમ એનાએ શબ્દો માનવી પણ એના એ નદી મૂઈ સાભળી નથી ( માનવી મરણ

તો નિશ્ચિત ) શબ્દ માનવીકૃતિ ક્યાક મૂઆ, પણ જીવતા રહ્યા એની સખ્યા વિશેષ વધુ જીવે એનો ઇતિહાસ પણ વધુ શબ્દનો ઇતિહાસ પણ એમ વધુ

માનવીએ આ શબ્દને પોતાના પૂર્વજોના કાલનો જોયો, એનો ઇતિહાસ જાણવા ઉત્કઠા થઈ શબ્દના મૂળમા ગયો, એની વૃદ્ધિ તપાસી, એમા કાળે કાળે થયેલા અર્થ કે અર્થ ભારના ફેરફાર નોધ્યા, એના ભાઈબધીઓની ઓળખ મેળવી, એનુ કાઠુ તપાસ્યુ એનુ લાલિત્ય, સગીત ને એમા થતો અર્થવિકાસ અનુભવ્યો આ બધી ક્રિયાઓનુ એક નામ પાડ્યુ તે શાસ્ત્ર ટૂકામા ભાષા શી રીતે, કઈ જાતિએ, ક્યા માર્ગે ઉત્પન્ન થઈ વૃદ્ધિ પામી એ વિષયનુ જ્ઞાન તે ભાષાશાસ્ત્ર

પણ ભાષા ક્યા એક છે? દેશેદેશે નિરનિરાળા સસાર એમ દેશેદેશે નિરનિરાળી ભાષા ‘બાર ગાઉએ બોલી બદલાય’ એ કહેવત અહીં ધ્યાનમા લઈ ધ્યાન બહાર ગણવાની બોલી ને ભાષા ભિન્ન નથી પણ નિરાળા છે એક ભાષાની અનેક બોલીઓ એ તો એનો જ સસાર ગ્રામવાસી ને શહેરીનુ શાસ્ત્ર જુદુ ન હોય, એમ બોલી ને ભાષાનુ શાસ્ત્ર જુદુ નથી એક ભાષાના ગ્રામ્ય કે ગ્રામસ્વરૂપો એ જ બોલી

વિવિધ ભાષા–વિવિધ શાસ્ત્ર, પણ એ વિવિધતામા સામાન્ય તત્ત્વ ઘણુ વિવિધતા એ ભિન્નતા નથી

શાસ્ત્ર હોય ત્યા શાસ્ત્રી પણ જન્મવાના કે થવાના આમા શાસ્ત્રીઓના બે વર્ગનુ સૂચન છે કેટલાક જન્મથી ભાષાશાસ્ત્રના પ્રેમી, કેટલાક પ્રયત્નથી

ભાષા ભણવી એ જ ભાષાશાસ્ત્રીનો ઉદ્દેશ છે એ ભાષા વડે બીજુ જ્ઞાન મેળવવુ એ ગૌણ છે જેમ પ્રાણીવિષે જાણનાર પ્રાણીનો કે વનસ્પતિ વિષે જાણનાર વનસ્પતિનો

અભ્યાસ કરે છે, તેમ જ ભાષાશાસ્ત્રી પણ આડી અવળી દૃષ્ટિ કર્યા વગર ભાષાનો જ અભ્યાસ કરે છે એને તો એના લક્ષણો જાણવા છે તેના વર્ગ નિશ્ચિત કરવા છે તેની ઉત્પત્તિનો ક્યાક લય થયો હોય તો તેનો વિચાર કરવો છે આ જ ભાષાશાસ્ત્રીનુ મુખ્ય કામ

પશ્ચિમના દેશોમા ભાષાશાસ્ત્ર છે, આપણે ત્યા નથી એમ કહેનારા પણ મળશે એ વાતમા સત્ય નથી તે લોકો બીજા વિષયોમા ઉત્કૃષ્ટ જ્ઞાન ધરાવતા, પણ શબ્દશાસ્ત્રમા નહીં

જૂના લોકોમા, શબ્દશાસ્ત્રમા યથેચ્છ રીતે રમણ કરનારા તો માત્ર ભરતખડના આર્ય લોકો જ હતા બીજા લોકો હજી અર્થને શબ્દથી છૂટો પાડી વિચાર કરતા થયા હતા ત્યારે આપણે ત્યા તો શાસ્ત્ર હતા ભાષાની ઉત્પત્તિ વિષે અનેક કપોલકલ્પિત વાતો ને કથાઓ ચોજાઈ ૧૮મી સદીના ઘણા ફિલસૂફો, માણસે પોતાની મેળે ભાષાની યોજના શી રીતે કરી એની અટકળો કરવા માડ્યા પણ શાસ્ત્રમા કેવળ અટકળને સ્થાન નથી પ્રથમ પ્રત્યક્ષ વિના અનુમાન નથી એવો તર્કશાસ્ત્રનો સિદ્ધાત છે આ બાબતનુ પહેલુ સ્મરણ તેઓને લીબનિટ્ઝ નામના તત્ત્વવેત્તાએ કરાવ્યુ એણે ચોકખુ પરખાવ્યુ કે ' તમે જે આ શ્રમ કરો છો તે સઘળો ફોગટ છે, જો તમારે ભાષાના શાસ્ત્રની શોધ કરવી હોય તો જેમ બીજા શાસ્ત્રની શોધ કરો છો તેમ જ તેની પણ કરો નકામા તરગો ન દોડાવો, તેમ જ અગાઉથી એક હણમીમૃઠ બાધીને ન બેસો, પણ પ્રથમ કેટલીક સત્ય વાતોનો સગ્રહ કરો, તે પછી તે ઉપર તમારી અનુમાન શક્તિ વાપરો પ્રથમ જુદી જુદી ભાષાઓ ભણો, તેના શબ્દનો સગ્રહ કરો તેના વ્યાકરણનિયમોની વિશેષતા જુઓ, અને પછી એ

ભાષાઓના સરખાપણા કે ઊલટાપણા વિષે તમારી કલ્પના ચલાવવા લાગો. જ્યારે તમે એ પ્રમાણે દુનિયાની ઘણી ભાષાઓના કોષ તથા વ્યાકરણ એકઠાં કરશો ત્યારે જ તમે બરોબર રીતે કહેવાને શક્તિમાન થશો, કે મૂળ ભાષા કઈ છે, તે કેવી હતી, તેમાંથી કઈ કઈ અને શી રીતે ભાષા ઉત્પન્ન થઈ. વગેરે વગેરે."

આ કથન આજે આપણા યુગને પણ જાણવું જરૂરી છે. લીબનિટ્ઝના સમર્થ વચન તથા પરિણામના પ્રતાપે ધર્મ-પ્રચારકો, પ્રવાસીઓ, અને બીજાઓ પોતપોતાના પ્રસંગાનુસાર ભાષાઓ અને ઉપભાષાઓના શબ્દસંગ્રહ કરવા લાગ્યા અને ઈ. સ. ૧૮૦૦માં એક જેસ્યુટ–પ્રચારકે સ્પેનિશ ભાષામાં છ પુસ્તકવાર એક મોટો ગ્રંથ રચ્યો. તેમાં ૩૦૦ ભાષાના નમૂના આપ્યા. તે દરેકની હકીકત લખી, અને ઘણે ઠેકાણે તેઓનો પરસ્પર સંબંધ પણ દૈવયોગે બરાબર બતાવ્યો. સાત વર્ષ પછી એ ગ્રંથનો રશિયન સરકારે સંગ્રહ કરાવ્યો. તેને આધારે બર્લિનમાં એક બીજું પુસ્તક રચાયું. હવે બહુ જોઈએ તો ૧૮૦૦નું વર્ષ એટલે ૧૯મા સૈકડાનો આરંભ જ, ભાષાશાસ્ત્રનો આરંભ છે. આ પ્રમાણે ભાષાશાસ્ત્ર ખરે રસ્તે પડ્યું; તો પણ એ માર્ગમાં અંધકાર અને કેવળ ગૂંચવણ જ દીસતી હતી, માર્ગ બતાવનારું અજવાળું કોઈ ઠેકાણે પણ દેખાતું ન હતું. અંધારામાં હાથ પસારી મહા અરણ્યમાં ચાલવા સરખું એ હતું. એ અંધારામાં—એ ગૂંચવણમાં સંસ્કૃત ભાષાના જ્ઞાને એકદમ અજવાળું કરી મૂક્યું, એકદમ એવી અવ્યવસ્થામાં વ્યવસ્થા દીસવા લાગી; એકદમ ધોરી રસ્તો નજરે પડ્યો, અને ભાષા-શાસ્ત્રરૂપી મહાઅરણ્યના શોધકો આપોઆપ આનંદભેર આગળ ધસવા લાગ્યા. ટૂંકમાં, સંસ્કૃત વાણીએ યુરોપીય વિદ્વાનોના

હાથમાં ભાષાશાસ્ત્રની કૂંચી જ મૂકી દીધી. અને તેને પ્રતાપે પાછલાં બે હજાર વર્ષમાં જે થઈ શકયું ન હતું તે થોડાજ વર્ષમાં સહજ થઈ ગયું–એટલે ભાષાશાસ્ત્રનો મજબૂત પાયો રેપાયો અને હાલ તેનું વધીને મોટું વૃક્ષ થઈ રહ્યું છે.

હવે ભાષાશાસ્ત્ર ને વ્યાકરણનો ભેદ વિચારીયે. ભાષાશાસ્ત્ર એ વ્યાકરણ નથી. ભાષાશાસ્ત્રીઓને વ્યાકરણની જરૂર ગૌણ. વ્યાકરણ ને ભાષાશાસ્ત્ર એ બન્નેના વિષય એકબીજાથી જૂદા જ છે. વ્યાકરણ એક જ ભાષાનાં લક્ષણો જૂએ છે–તપાસે છે. ભાષાઓ શી રીતે ઉત્પન્ન થઈ ને વૃદ્ધિ પામી એ જાણવાની મતલબ વ્યાકરણની નથી. અમુક ભાષામાં જ્ઞાનભંડાર છે તે જાણવાની કૂંચી હાથમાં લેવી એ જ વ્યાકરણની મતલબ છે. વૈયાકરણી–વ્યાકરણનો અભ્યાસી એક ભાષા ભણે છે. તે તે ભાષામાં સંગ્રહાયેલા ગ્રંથો વાંચવાની શક્તિ મેળવવાને સારુ ભણે છે, પણ તે માત્ર ભાષા જ જાણવાને સારુ ભણતો નથી.

ભાષાશાસ્ત્રીનો ઉદ્દેશ તેથી જૂદો જ છે. ભાષાશાસ્ત્રી જે ભાષા ભણે છે તે તો તે ભાષાઓ સારુ શોધ કરવાને જ ભણે છે. ભાષાઓ ભણવાથી ભાષાશાસ્ત્રીને તે ભાષામાં રહેલું જ્ઞાન મળે છે. ને તેનો તે લાભ ઉઠાવે છે એ નિઃસંદેહ છે. છતાં એની નજર તો જુદી જ વાત ઉપર છે.

ટૂંકમાં ભાષા ભણવી એ જ ભાષાશાસ્ત્રીનો ઉદ્દેશ છે, ને તે ભાષા વડે બીજું જ્ઞાન મેળવવું એ ઉદ્દેશ ગૌણ છે. વ્યાકરણ તો ભાષાના નિયમો છે. વ્યાકરણ ભાષાનો ભોમિયો છે. ચોકીદાર છે. એ એનો પ્રાણ નથી. ભાષા કયાં સાચી ને કયાં ખોટી એ નક્કી કરી એ ઓળખવા નિયમો બાંધ્યા તે વ્યાકરણ. ભાષાનો પીનલકોડ તે વ્યાકરણ. ભાષાશાસ્ત્ર ભલે મોડું શોધાયું પણ જે શોધ્યું એ તત્ત્વ કે એનું વસ્તુ તો ભાષાના જન્મ સાથે જ

જન્મેલું છે. એનાં જીવન સાથે વિકસતું રહ્યું છે. વ્યાકરણ પછીથી આવ્યું એટલો જ ભાષાશાસ્ત્ર ને વ્યાકરણનો ભેદ. ભાષાના સંસારની વંશાવળીને ગુણાવગુણનું જ્ઞાન છે. વ્યાકરણ માત્ર વાક્ય પછી આવ્યું. વહેતી ભાષાના કાંઠા તે વ્યાકરણ. જેમ બે કાંઠા વચ્ચે વહી રહેલો સરિતાપ્રવાહ આહ્લાદક અને ભવ્ય લાગે છે તેમ વ્યાકરણરૂપી કાંઠા વચ્ચે નિયમિત રીતે વહી રહેલો ભાષાપ્રવાહ પણ ભવ્ય અને સમૃદ્ધ લાગે છે. કાંઠા તોડી ઉચ્છૃંખલ બની વહેતી નદી કદી ભવ્ય લાગતી નથી, તેવી જ રીતે વ્યાકરણના નિયમો તોડી સ્વચ્છંદે વહેતી ભાષા પણ કદી ભવ્ય અને સમૃદ્ધ લાગતી નથી. અથવા બીજી રીતે કહીએ તો ભાષાશાસ્ત્ર જીવન છે, તો વ્યાકરણ શુદ્ધિ છે. ભાષાશાસ્ત્ર રંગવૈવિધ્ય ભર્યું પુષ્પ છે, તો વ્યાકરણ તેની સૌરભ છે. ટૂંકમાં કહીએ તો શુદ્ધિ વગર જીવનની કિંમત નથી, સૌરભ વિના પુષ્પની કિંમત નથી. તેમ વ્યાકરણ વિના ભાષાની પણ કિંમત નથી.

એક શબ્દનું વ્યાકરણ નથી ને છે, તેમ આપણે યોજેલું એક શબ્દનું જીવન છે ને એનું શાસ્ત્ર પણ છે. ભાષાશાસ્ત્ર એકલા અટૂલા શબ્દથી માંડી ભાષાના ગ્રંથોના ભંડાર સુધી પહોંચે છે. વ્યાકરણની શક્તિ ને કાર્યધર્મ પરિમિત છે. વગર વ્યાકરણે જીવતી ભાષાઓ પણ છે. જીવતી ભાષાનું જીવન તો ખરું જ ને તેનું શાસ્ત્ર પણ ન હોય તો પણ શોધ્યે જડે જ. વ્યાકરણ શોધ્યે ન જડે. ભાષાશાસ્ત્ર એટલે ભાષાનું તાત્ત્વિક નર્યું વ્યવસ્થિત જ્ઞાન.

---

## ૧૧

## પાઠ્ય પુસ્તકો

" પાઠ્યપુસ્તકો અલ્પાક્ષર, નિશ્ચિનાર્થ, સર્વાંગસૂચક અને ઉદ્‌બોધક હોવાં જોઈએ. પાઠ્યપુસ્તક તો બોલવાની ઇચ્છા પેદા કરવાનું સાધન છે."

—કાકા કાલેલકર

અત્યારે તો આપણે ત્યાં પાઠ્યપુસ્તકોનો રાફડો ફાટ્યો છે. જેને એમ થાય કે કંઈક સારું ગૂજરાતી આવડે છે, કે જેની પાસે વિદ્યાપીઠની ગૂજરાતીની ઉપાધિ છે કે તરત જ શાળોપયોગી વાચનમાળા લખી કાઢે. એનું પરિણામ અત્યારે એ છે કે આપણે ત્યાં ચિત્રવિચિત્ર વાચનમાળાઓ બજારમાં જોવામાં આવે છે. કેટલીક વાચનમાળા તૈયાર કરવામાં લેખકો અમુક સિદ્ધાંતોનો ઉપયોગ કરે છે. પણ કેટલીક વાચનમાળા તૈયાર કરવામાં તો ફક્ત આર્થિક લાભના સિદ્ધાંતો પર જ નજર રાખવામાં આવી હોય છે. ગૂજરાતી પાઠ્યપુસ્તકોના બે વિભાગ પાડી શકાય:

(૧) પ્રાથમિક શાળાઓ માટેનાં પુસ્તકો,

(૨) માધ્યમિક શાળા માટેનાં પુસ્તકો.

પાઠ્યપુસ્તકોમાં હોપ વાચનમાળા જૂની ગણી શકાય. ત્યાર પછી સરકારે બીજી વાચનમાળા તૈયાર કરાવી. થોડા વખત ઉપર કેળવણીના સિદ્ધાંતો ધ્યાનમાં લઈને ગૂજરાત વિદ્યાપીઠે વાચનમાળા તૈયાર કરી છે. પ્રાથમિક શાળાના પાઠ્ય-પુસ્તકોમાં 'નવયુગ વાચનમાળા'નું સ્થાન અજોડ છે.

માધ્યમિક શાળાઓ માટેની વાચનમાળાઓ અગણિત છે; સાહિત્યપાઠાવલી, સાહિત્યમંજરી, સાહિત્યકલ્લોલ, સાહિત્યરત્ન, સાહિત્યસૌરભ, સાહિત્યપ્રવેશ, સાહિત્યમુકુર વગેરે. આ બધામાંથી કયા પુસ્તકને ઉપયોગી કહેવું એ પણ મુશ્કેલ છે.

આ સ્થિતિ દૂર કરવા માટે એપ્રિલ ૧૧, ૧૯૩૯ ને દિવસે શ્રી. લીલાવતી મુનશીએ ધારાસભામાં એક ઠરાવ મૂકયો હતો અને તે ઠરાવ મુજબ એવી હિમાયત કરવામાં આવી હતી કે મુંબઈ ઈલાકાની શાળાઓમાં એક જ પ્રકારનાં પુસ્તકો ચલાવવાં જોઈએ. ત્યાર બાદ સરકારે આ વસ્તુસ્થિતિની તપાસ કરવાને એક સમિતિ નીમી હતી અને કેવા પ્રકારનાં પુસ્તકોની જરૂર છે એના પર એ સમિતિ ચર્ચા કરે છે.

ઉત્તમ પ્રકારનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં ત્રણ મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જોઈએ. (૧) જે પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવે છે તે નૂતન કેળવણીને અનુસરીને લખાયેલાં હોવાં જોઈએ. પાઠ્યપુસ્તકોમાં જૂનુ અને નવું ગદ્ય અને પદ્ય, નિબંધો, નાટચો, પ્રવાસવર્ણનો, શબ્દચિત્રો, ટૂંકી વાર્તાઓ અને વિનોદ–કટાક્ષનો સમાવેશ થવો જોઈએ. (૨) પુસ્તકની બાંધણી અને બહિરંગ આકર્ષક હોવાં જોઈએ. પુસ્તકમા સુંદર ચિત્રો હોય તો જ બાળકને ચોપડી વાંચવી ગમે. આ ઉપરાંત પુસ્તકના કાગળો લીસા કે પારદર્શક ન હોવા જોઈએ અક્ષરો ઘેરી કાળી શાહીના હોવા જોઈએ કે જેથી બાળકોને વાંચતાં સુગમતા પડે. ગરીબ તથા તવંગરને પાલવે એવી પુસ્તકની કિંમત રાખવી જોઈએ. વળી પુસ્તકનું સાહિત્ય ઉત્તમ હોવું જોઇએ.

હમેશાં જીવન સાથે સુમેળ સાધે એવી જાતના પાઠો બાળકો માટે તૈયાર થવા જોઈએ. ખરી વાચનમાળા તો એ જ છે કે જે બાળમાનસને અનુકૂળ થઈ, જીવનમાં દરેક રીતે ઉપકારક નીવડે. જે પાઠોનો જીવન સાથે કંઈ જ સબંધ ન હોય એવા પાઠો વાચનમાળામાં આવે એ અનિચ્છનીય છે. દુર્ભાગ્યે આપણાં પાઠ્યપુસ્તકો, જુદા જુદા લેખકોએ પોતાનાં

ઉપયોગી ન થઈ શકે; તે ઉપરાંત એક વખત તૈયાર કરેલાં પુસ્તકો આપણે ઉત્તમ પ્રકારનાં ગણી લઈએ તો પણ વર્ષ પછી તે પુસ્તકોમાં ફેરફાર કરવાની જરૂર પડશે. કેમકે કેળવણીનું ક્ષેત્ર તેમ જ સિદ્ધાંતો તે દરમિયાન જરૂર ફરી જવાના.

અનેક પ્રકારનાં પાઠ્યપુસ્તકો આપણી પાસે હોય તો તેમાંથી ઉત્તમ પુસ્તકો પોતાની શાળા માટે દાખલ કરવાને મહેનતુ વ્યવસ્થાપકોને સગવડ પડે છે; પણ ઘણી શાળાના હેડમાસ્તરો કયું પુસ્તક સારું છે તે જોવાની પણ દરકાર કરતા નથી એટલે તેમને માટે ખાસ તૈયાર થયેલુ પાઠ્યપુસ્તક વધારે ઉપયોગી થઈ પડવાનો સંભવ છે.

ગૂજરાતી શાળાઓમાં ઉત્તમ પ્રકારનાં પાઠ્યપુસ્તકોની જરૂર છે. આર્થિક લાભની દૃષ્ટિએ લખાયેલાં પુસ્તકોને શાળામાં સ્થાન હોવું ન જોઈએ. કેળવણી એ કળા છે અને કળા એક 'કળા' તરીકે જ હમેશાં દર્શનીય હોય છે. જ્યારે તેને વિક્રયની દૃષ્ટિથી મૂલવવામાં આવે ત્યારે તે કલુષિત થઈ જાય છે. કલુષિત થયેલી કળા શ્રેયસ્કર નિવડતી નથી. ઉત્તમ કોટિનાં પાઠ્યપુસ્તકોમાંથી પોતાની શાળામાં ચલાવવા યોગ્ય પુસ્તકોની પસંદગી કરવા મુખ્ય શિક્ષકને તક આપવી જોઈએ. તેમાં જ આપણું શ્રેય છે.

અત્યારે તો માધ્યમિક શાળાને માટે અસંખ્ય પુસ્તકો બજારમાં જોવામાં આવે છે. ગૂજરાતી પાઠ્યપુસ્તકોનાં બે ભાગ પડી શકે (૧) જૂનાં અને નવાં ગદ્ય–પદ્યનો સંગ્રહ (૨) વિષય પ્રમાણે લખાયેલા લેખોનો સંગ્રહ અને જૂનું અને નવું પદ્ય. પહેલાં પ્રકારનાં પુસ્તકોમાં ચોખ્ખાં સાહિત્યની લહાણી છે. આ પાઠ્યપુસ્તકોમાં જાણીતા લેખકો અને કવિઓનાં લખાણનો સંગ્રહ છે. બીજી જાતનાં પુસ્તકોમાં જાણીતા લેખકો અને કવિઓની સાહિત્યપ્રસાદી ઉપરાંત એક નવી વિશિષ્ટતા છે. સાહિત્ય ઉપરાંત જુદા જુદા વિષય ઉપર લખાયેલા લેખોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે; ઇતિહાસ, વિજ્ઞાન, ભૂગોળ વગેરે. પહેલા પ્રકારનાં પુસ્તકોમાં ઉત્તમ પ્રકારનું સાહિત્ય છે. બીજા પ્રકારમાં સાહિત્ય ઉપરાંત જુદા જુદા વિષયો પર લેખો છે.

પાઠ્યપુસ્તકો સંબંધી એક પ્રશ્ન જરૂર ઉદ્ભવે છે. દરેક શાળામાં એક જાતના પાઠ્યપુસ્તકો ચાલે એ વસ્તુ લાભદાયક ખરી કે નહિ? ઘણાં પાઠ્ય પુસ્તકો આપણી સમક્ષ મૂકવામાં આવે ત્યારે એમાં સારું કયુ અને નબળું કયું એ જાણવું મુશ્કેલ લાગે છે. વળી પ્રકાશકો અનેક કારણો આપી પોતે છપાવેલાં પુસ્તકો શાળાના વ્યવસ્થાપકોને તેમની શાળામાં દાખલ કરવા વીનવે છે. અને તેમાં ઘણે અંશે સફળ થાય છે. એટલે ઘણી વાર ઉત્તમ કોટિના પાઠ્ય પુસ્તકો પ્રકાશકની અસરકારક લાગવગને અભાવે પાછળ પડી જાય છે.

હવે પાઠ્ય પુસ્તકોનો પ્રશ્ન બીજી રીતે ચર્ચીએ. એક જ પ્રકારનાં પાઠ્ય પુસ્તકો શાળામાં દાખલ કરીએ તો પણ ન્યૂનતા તો રહેવાની જ. જે પુસ્તકો મુંબઈની શાળા માટે ઉપયોગી થઈ પડે તે નાનાં શહેરોમાં આવેલી માધ્યમિક શાળાને માટે

ઉપયોગી ન થઈ શકે; તે ઉપરાંત એક વખત તૈયાર કરેલાં પુસ્તકો આપણે ઉત્તમ પ્રકારનાં ગણી લઈએ તો પણ વર્ષ પછી તે પુસ્તકોમાં ફેરફાર કરવાની જરૂર પડશે. કેમકે કેળવણીનું ક્ષેત્ર તેમ જ સિદ્ધાંતો તે દરમિયાન જરૂર ફરી જવાના.

અનેક પ્રકારનાં પાઠ્યપુસ્તકો આપણી પાસે હોય તો તેમાંથી ઉત્તમ પુસ્તકો પોતાની શાળા માટે દાખલ કરવાને મહેનતુ વ્યવસ્થાપકોને સગવડ પડે છે; પણ ઘણી શાળાના હેડમાસ્તરો કયું પુસ્તક સારું છે તે જોવાની પણ દરકાર કરતા નથી એટલે તેમને માટે ખાસ તૈયાર થયેલુ પાઠ્યપુસ્તક વધારે ઉપયોગી થઈ પડવાનો સંભવ છે.

ગૂજરાતી શાળાઓમાં ઉત્તમ પ્રકારનાં પાઠ્યપુસ્તકોની જરૂર છે. આર્થિક લાભની દૃષ્ટિએ લખાયેલાં પુસ્તકોને શાળામાં સ્થાન હોવું ન જોઈએ. કેળવણી એ કળા છે અને કળા એક 'કળા' તરીકે જ હમેશાં દર્શનીય હોય છે. જ્યારે તેને વિક્રયની દૃષ્ટિથી મૂલવવામાં આવે ત્યારે તે કલુષિત થઈ જાય છે. કલુષિત થયેલી કળા શ્રેયસ્કર નિવડતી નથી. ઉત્તમ કોટિનાં પાઠ્યપુસ્તકોમાંથી પોતાની શાળામાં ચલાવવા યોગ્ય પુસ્તકોની પસંદગી કરવા મુખ્ય શિક્ષકને તક આપવી જોઈએ. તેમાં જ આપણું શ્રેય છે.

ડૉલ્ટન યોજના—જે યોજનાઓ પશ્ચિમના દેશોમાં જૂની થઈ જાય છે તેનો આપણે ત્યાં સ્વીકાર કરવામાં આવે છે. થોડાંક વર્ષો પહેલાં લોકોને કિન્ડરગાર્ટન શાળાઓનો શોખ હતો; ત્યાર પછી મોન્ટેસરીનો પ્રવાહ હિંદમાં આવ્યો અને દક્ષિણામૂર્તિમાં આ પ્રયોગ સફળ બનાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો અને એમને સફળતા મળી પણ ખરી મોન્ટેસરી પદ્ધતિ આપણા દેશમાં પૂરેપૂરી ખીલે તે માટે ડૉ. મોન્ટેસોરી

જાતે હિંદમાં આવ્યાં અને મોન્ટેસરી પદ્ધતિ ઉપર ભાષણો આપ્યાં. પણ ડૉલ્ટન યોજના વિષે આપણા શિક્ષકો અજાણ છે, કારણ એ છે કે એ યોજનાપ્રકારનો આપણા દેશમાં ઓછો પ્રચાર થયો છે.

ડૉલ્ટન યોજના તૈયાર કરવાનું માન મિસ પાર્કહર્સ્ટને ઘટે છે. મિસ પાર્કહર્સ્ટને ઘણા વખતથી એમ લાગતું હતું કે બાળકોને વર્ગમાં સાથે બેસાડીને ભણાવવાથી તેમનો આત્મા કચડાઈ જાય છે. મોન્ટેસરી અને પાર્કહર્સ્ટના વિચારોમાં સામ્ય છે. બન્ને વ્યક્તિ બાળકની સ્વતંત્રતામાં માને છે. યુરોપમાં બાળકોની સ્વતંત્રતાની લડત ઉપાડનાર ડૉ. મોન્ટેસો હતા. ત્યારબાદ કેટલાક વખત પછી પાર્કહર્સ્ટે ડૉલ્ટન યોજના તૈયાર કરી, પાર્કહર્સ્ટે પોતાની યોજનાનો પહેલો પ્રયોગ ડૉલ્ટનની શાળામાં કર્યો, એથી આ યોજના ડૉલ્ટન યોજના તરીકે જાણીતી છે. ડૉલ્ટન યોજના બે વસ્તુ ઉપર ખાસ ભાર મૂકે છે (૧) સંસ્કૃતિ અને (૨) અનુભવ. જૂની શાળાઓ સંસ્કૃતિ ઉપર જ્યારે ધ્યાન આપતી ત્યારે હાલમાં નવી શાળાઓ અનુભવ ઉપર વધારે ધ્યાન આપે છે. ડૉલ્ટનયોજનામાં સંસ્કૃતિ અને અનુભવનું મિશ્રણ થયું છે.

આ યોજના પ્રમાણે શાળામાં વર્ગો પાડીને શિક્ષણ આપવામાં આવતું નથી પણ શાળાની અંદર દરેક વિષયની પ્રયોગશાળા રાખવામાં આવે છે. દા. ત. અંગ્રેજી માટે પ્રયોગશાળા, ગણિત માટે પ્રયોગશાળા, ઇતિહાસ માટે પ્રયોગશાળા વગેરે. દરેક પ્રયોગશાળામાં બાળકો માટે તે વિષયોને લાગતાં બધાં જ ઉપયોગી પુસ્તકો રાખવામાં આવે છે. દરેક પ્રયોગશાળામાં પુસ્તકોનું પ્રમાણ પૂરતું હોય છે. તેમાં કરકસર કરવામાં આવતી નથી. આપણે અંગ્રેજી માટેની

પ્રયોગશાળા જોઈએ. તેમાં પાઠચપુસ્તકો, જોડણીકોશો, કાવ્યસંગ્રહો, ગદ્યસંગ્રહો, કવિ અને લેખકોના જીવનચરિત્રો, વિવેચનનાં પુસ્તકો–અને એ ઉપરાંત અંગ્રેજી સાહિત્યને લગતાં અનેક પુસ્તકો રાખવામાં આવે છે. અમુક અમુક પ્રયોગશાળામાં દરેક બાળકને કામ કરવાની અમુક અમુક મુદ્દત–પછી તે અઠવાડિયાની કે મહિનાની–મુકરર કરવામાં આવે છે, ને તે મુજબ તે તે પ્રયોગશાળામાં બાળક કામ કરે છે. દરેક વિષયના નિષ્ણાત શિક્ષકોને એક એક વિષય સોંપી દેવામાં આવે છે. તે શિક્ષકનું કામ બાળકો પૂછે તો તેમને યોગ્ય દોરવણી આપવાનું છે. બાળકો અઠવાડિક 'સોંપેલું કામ' પૂરું કરે છે અને પોતે 'ચાર્ટ' ઉપર દરરોજ કેટલું કામ કર્યું તે બતાવે છે. શિક્ષક બાળકો કામ કરે છે કે નહિ તે 'ચાર્ટ' ઉપરથી જોઈ શકે છે. ઉપર જણાવેલી યોજનામાં સ્વશિક્ષણ પર મુખ્ય આધાર છે. બાળકો પોતાની શક્તિ પ્રમાણે સોંપેલું કામ પૂરું કરે છે. દરેક બાળકને એક વિષય ઉપર દરરોજ કેટલા કલાક કામ કરવું તે તે નક્કી કર્યું હોતું નથી. પણ ચાલુ કામ એક અઠવાડિયામાં કે એક મહિનામાં પૂરું કરવું એ તેમને કહેવામાં આવે છે. કેટલીક વાર એક કામ બે બાળકોને સોંપવામાં આવે છે. બે બાળકોમાં એક હોશિયાર અને બીજો કાંઈક નબળો હોય છે. વર્ગશિક્ષણમાં દરેક વિષય શીખી રહ્યા પછી બાળકોને બીજો વિષય શીખવાની ફરજ પડે છે. બાળકોને ઇતિહાસમાં રસ પડયો હોય, ઇતિહાસ વધારે શીખવાની ઇચ્છા હોય, તો પણ કાલાંશ–(Period) પૂરો થયે બાળકને ગણિત શીખવું પડે છે. આ સ્થિતિ બાળકોને માટે અનિચ્છનીય અને અસહ્ય છે. વળી વર્ગમાં ભણતાં બધાં બાળકો બુદ્ધિમાં સરખાં હોતાં નથી. અને પરિણામે કેટલાક બાળકો વર્ગથી આગળ જવા

માગે છે તો કેટલાક પછાત બાળકો ધીમે ધીમે આગળ ધપે છે. વર્ગશિક્ષણને અંગે અનેક પ્રકારના બુદ્ધિભેદ ઉપર શિક્ષક પુરતું ધ્યાન આપી શકતો નથી.

હવે આપણે ગૂજરાતી શીખવવામાં ડૉલ્ટન યોજનાનો ઉપયોગ કરી શકીએ કે નહિ તેનો વિચાર કરીએ. ગૂજરાતીમાં ડૉલ્ટન યોજનાનો ઉપયોગ કરવો હોય તો પહેલી જરૂર પુસ્તકોની છે. ગૂજરાતીમાં પાઠ્યપુસ્તકો, જોડણીકોશો, ગદ્ય અને પદ્યનાં સંગ્રહો અને વિવેચનના ઉત્તમ પુસ્તકો પુસ્તકાલયમાં રાખવાં જોઈએ. તે ઉપરાંત ભાષાશાસ્ત્રનાં પુસ્તકો, ઉત્તમ નાટકો, નવલકથાઓ, વ્યાકરણો અને નવલિકાઓનાં સંગ્રહો પણ રાખવા જોઈએ. ટૂંકમાં ગ્રંથભંડાર એવો હોવો જોઈએ કે જેમાં ગૂજરાતી ભાષાનાં અનેક પ્રકારનાં સારાં પુસ્તકોનો સમાવેશ કરવામાં આવ્યો હોય.

આપણે તો બાળકોને અત્યારે વર્ગ–પદ્ધતિથી ગૂજરાતી શીખવીએ છીએ. ગૂજરાતીને માટે ત્રણ અથવા ચાર કાલાંશ રાખવામાં આવે છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ડૉલ્ટન યોજનાનો પ્રયોગ આપણે શાળામાં આ વસ્તુસ્થિતિ હોય ત્યારે કેવી રીતે ને ક્યારે કરવો ? આપણી શાળાનો વખત ૧૧થી ૫ સુધીનો હોય છે. તે દરમ્યાન શિક્ષકો નવરા હોતા નથી અને હોય તો તે એટલા કામથી દબાયેલા હોય છે કે તે બાળકોના કામ ઉપર લક્ષ આપી શકતા નથી. માટે જો આપણે બાળકોને અમુક મુકરર વખત આપી ગૂજરાતીના અભ્યાસ માટે યોજના કરીએ તો તે તેમણે ક્યારે કરવું ? બાળકો માટે ગૂજરાતી પ્રયોગશાળા પાંચથી છ ઉઘાડી રાખવાથી આ મુશ્કેલીનો અંત આવી શકે. આ દરમ્યાન બાળકો પોતાના સોંપેલા કામ માટે તૈયારી કરે. શનિવારે

ગૂજરાતી પ્રયોગશાળા સાંજે પાંચ વાગ્યા સુધી ખુલ્લી રહે અને તેમા શિક્ષક હાજરી આપે અને ઘટતી સૂચના આપે. એ પ્રકારની વ્યવસ્થા થવી ઘટે.

આ પ્રયોગ ધોરણ ૪, ૫ અને ૬ને માટે ઉત્તમ છે તે સમયે વિદ્યાર્થીઓ ગૂજરાતી ઠીક ઠીક જાણે છે અને નવું જાણવાને અને શીખવાને માટે પણ ઉત્સુક હોય છે. આ યોજના કેવી રીતે અમલમા મૂકી શકાય ? ધારો કે ડૉલ્ટન યોજના આપણે છઠ્ઠા ધોરણમા દાખલ કરવી છે, તો તેને માટે શિક્ષકે 'માસિક યોજના' તૈયાર કરવી પડશે માસિક યોજના નીચે પ્રમાણે આપી શકાય કુમુદ અને કુસુમનુ કઠણુ તપ વાચ્યા પછી શિક્ષકે બાળકોને (૧) સ્વ ગોવર્ધનરામભાઈના પુસ્તકોની યાદી કરવા કહેવુ અને તેમને જે પુસ્તક ખૂબ ગમતુ હોય તેનો સાર લખવા કહેવુ. અથવા તો સ્વ ગોવર્ધનરામભાઈના જીવનની ટૂક રૂપરેખા તરફ છોકરાનુ ધ્યાન ખેંચવુ (૨) કવિ ખબરદારનુ 'ગુણવતી ગૂજરાત' બાળકો શીખે પછી તેમને ગૂજરાત વિષે જેટલી કવિતા લખાઈ હોય તેનો સગ્રહ કરવાનુ કહેવામાં આવે (૩) કવિ બોટાદકરનુ 'વસતે પચમાલાપે' વાચ્યા પછી બાળકોને પક્ષીઓના ગીતોનો સગ્રહ કરવાનુ કહેવામા આવે (૪) વિદ્યાર્થીઓ કવિ નર્મદાશકરના "ઋતુઓનુ વર્ણન" વિષેની કવિતાનો અભ્યાસ કર્યા પછી ઋતુઓના વર્ણન વિષેના કાવ્યોનો સગ્રહ કરે અથવા કુદરત વિષે લેવાયેલી કવિતાનો પણ સગ્રહ કરી શકે જ્યા કવિતા સમજીને બાળકો ચિત્ર દોરી શકે એમ હોય ત્યા તેમને કવિતા ઉપર ચિત્રો દોરવા કહેવુ અને તે જ કવિતા ઉપર બે ત્રણ પ્રશ્નો પણ પૂછવા આ પ્રકારના સગ્રહમા ફક્ત શિક્ષકે બરાબર સૂચન કરવાની જરૂર છે. આ પ્રકારનુ કામ બાળકોને ગમશે અને તેમની સર્ગશક્તિ પણ ખીલશે.

બાળકો શ્રી. ઉમાશંકર જોષીનું કાવ્ય–'એક સૂચાયેલા ગોટલાને' અથવા 'સમરકંદ–બુખારા' વાંચતાં હોય તો તરત જ શિક્ષકે બાળકોને સૂચના કરવી કે 'તમે બધાં આ મહિનામાં શ્રી. ઉમાશંકર જોષીનાં અમુક પ્રકારનાં કાવ્યોનો ગ્રંથભંડારમાં એમનાં કેટલાંક પુસ્તકો છે તે વાંચી, એક સંગ્રહ તૈયાર કરો.' ધૂમકેતુની 'પોસ્ટ ઑફિસની' વાર્તા છોકરાંઓ વાંચી જાય પછી તરત જ તેમને ધૂમકેતુની વાર્તાઓ વાંચવાનું મન થાય. વાંચતા જાય અને સાથે સાથે વાર્તાઓનો સંગ્રહ પણ તૈયાર કરે. કાકા કાલેલકરની 'પંઢરી' અથવા "ખાખી બાવા" વાંચ્યા પછી કોને એમના પુસ્તકો વાંચવા ન ગમે?

શિક્ષકે આ તક લઈ બાળકોને વધારે વાંચવા માટે પ્રોત્સાહન આપવું. આ પ્રકારનું ગદ્ય અને પદ્યમાં કામ થાય તો શિક્ષક બાળકોની મદદ વડે એક સુંદર સાહિત્યનો બાળોપયોગી સંગ્રહ તૈયાર કરી શકશે. ગદ્ય–પદ્યના લેખકોને વિશે માહિતી એકઠી કરવા વિદ્યાર્થીઓ માટે આ પુસ્તકને અંતે સૂચવવામાં આવેલાં પુસ્તકો ઉપયોગમાં લેવાં કહેવું. નવી નવી અભ્યાસયોજના તૈયાર કરવી અને બને ત્યાં સુધી દર મહિને આપવી અને ઉપર જણાવેલાં ક્રમ પ્રમાણે કામ કરવું. આ પ્રમાણે કામ કરવાથી બાળકો સ્વતંત્ર કાર્ય કરી શકશે અને ગુજરાતી ભાષાનો પરિપૂર્ણ અભ્યાસ પણ કરી શકશે.

---

## ૧૨

## વાર્તાકથન

કેળવણીના જુદા જુદા અંગો પૈકી વાર્તા પણ ઘણા પ્રાચીનકાળથી કેળવણીનુ અગ મનાય છે એટલે વાર્તાકથન અથવા વાર્તાપદ્ધતિ શિક્ષણની દૃષ્ટિએ ઉત્તમ પ્રકારની છે, એમ બધા કેળવણીકારો માને છે. નાના બાળકોને દરેક વિષય વાર્તાદ્વારા શીખવવાથી અભ્યાસમા આનદ પડે છે દરેક જણ વાર્તા પદ્ધતિ ઉપર પૂરતો ભાર મૂકે છે

શા માટે આપણે વાર્તાપદ્ધતિનો ઉપયોગ કરવો જોઈએ? વાર્તાપદ્ધતિએ શિક્ષણ આપવાનો હેતુ શો છે? આ પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે (૧) વાર્તા આનદનુ સાધન છે નાના બાળકોને વાર્તા ગમે છે અને પ્રૌઢોને પણ વાર્તા સાભળવી ગમે છે વાર્તા સાભળીને દુખી પોતાનુ દુખ ભૂલી જાય છે અને રોગી પોતાના રોગની પીડા વીસરી જાય છે (૨) વાર્તા આપણી કલ્પનાશક્તિને વિકસાવે છે જો કે વાર્તામા કેટલુક અવાસ્તવિક તત્ત્વ કેટલેક ઠેકાણે જોવામા આવે છે છતા પણ વાર્તા બાળકોની કલ્પના ખીલવે છે તેમ જ તેમા રહેલા આનદ અને પરોક્ષ બોધ ઉપર લક્ષ જાય છે એટલે તેમા વાધો નથી ગીરના સિહ જોયા ન હોય પણ ગીરના ધાંગાણાની વાત કરો એટલે બાળકોને સિહનો ખ્યાલ આવી જવાનો (૩) વાર્તા વડે આપણે બાળકોને લોકસાહિત્યનો પ્યાલો પાઈએ છીએ આપણી સસ્કૃતિના ઊડા મૂળ લોકસાહિત્યમા છે આપણા જૂના રિવાજો અને આપણી જૂની પ્રણાલિકાઓનુ આપણને લોકસાહિત્યમા સ્પષ્ટ દર્શન થાય છે આ રીતે વાર્તારૂપે આપણે બાળકો આગળ લોકસાહિત્ય મૂકી શકીએ.

(૪) વાર્તા કહેવાથી બાળકોની વિચારશક્તિ ખીલે છે અને તેઓમાં વિચારો એકબીજા સાથે સુમેળ સાધે છે અને ક્રમવાર ગૂંથાઈ જાય છે. (૫) વળી વાર્તા વડે બાળકો અને શિક્ષકોનો પરિચય વધે છે. વર્ગમાં કૌટુમ્બિક ભાવના જાગે છે અને કુદરતી રીતે જ શિસ્તનું પાલન થાય છે. (૬) વાર્તાથી બાળકોની સ્મરણશક્તિ વધે છે. વાર્તા કહેવાથી બાળકની વિચારસંકલનશક્તિ વધે છે. વાર્તા કહેવાથી બાળકની વિચારશક્તિ પણ પ્રબળ બને છે. કેમકે વાર્તા યાદ રાખવા માટે બાળકે વિચારોની એકતા, ક્રમ વગેરે લક્ષમાં રાખવાની જરૂર છે. (૭) વાર્તા કથન નિબંધ-લેખનનું એક પગથિયું છે. નિબંધલેખનની ચર્ચામાં કહેવામાં આવ્યું છે કે શરૂઆતનું લેખનકાર્ય વાર્તાથી જ થવું જોઈએ. (૮) વાર્તા વડે આપણે બાળકોને ભાષાનો પરિચય કરાવીએ છીએ. શુદ્ધ ભાષા બોલવામાં અને લખવામાં વાર્તા ઘણી સહાયરૂપ થઈ પડે છે. જેવું બાળકો સાંભળે તેવું તેઓ લખે અને બોલે. એટલે વાર્તાઓ સાંભળવાને પરિણામે ભાષાશુદ્ધિ વધારે જળવાવાનો સંભવ છે. (૯) વાર્તા સાંભળવાથી બાળકની ધ્યાનશક્તિ ખીલે છે તેમ જ શારીરિક કે માનસિક થાક લાગ્યો હોય તે ઊતરી જાય છે. (૧૦) વાર્તા સાંભળવાથી બાળકોનો શબ્દભંડોળ વધે છે અને પરોક્ષ રીતે જુદા જુદા વિષયનું જ્ઞાન મળે છે.

### વાર્તાની પસંદગી

વાર્તા દરેક વ્યક્તિને માટે જુદી જુદી હોઈ શકે. બાળકો કે નાની ઉમરનાંને જ માત્ર વાર્તાઓ ગમે છે એવું નથી. મોટી ઉમરના માણસોને પણ વાર્તા સાંભળવાનું ગમે છે. એટલે વાર્તા દરેકના માનસને રુચિકર નીવડે તેવી હોવી જોઈએ. યુવક કે યુવતીને પ્રેમકથા ગમે અને નાના બાળકને

વીરકથા ગમે એ સ્વાભાવિક છે. એટલે વાર્તા (૧) નાના બાળકોને માટે (૨) કિશોર વયનાં બાળકો માટે (૩) યુવાનો માટે અને (૪) પ્રૌઢાવસ્થાના માણસો માટે જુદી જુદી હોઈ શકે.

નાના બાળકોને તો શિક્ષકે અર્થ વગરનાં જોડકણાં કહેવાં અથવા તેમને નાની અને ટૂંકી બાળવાર્તા કહેવી, જેમાં એક શબ્દ ફરીફરીને આવતો હોય અથવા એક વાક્ય ફરી-ફરીને બોલાતું હોય. જેમકેઃ—

'કુકડી પડી રંગમાં
કુકડો પડ્યો ઢંગમાં

× × ×

મહાદેવે મને એક લાડવો આપ્યો.
મેં લાડવો લઈને ભાઈને આપ્યો.
મેં લાડવો લઈને બહેનને આપ્યો.
કાળિયો કૂતરો આવીને ખાઈ ગયો.'

વાર્તા જો ખૂબ નાની ઉમરના બાળકોને કહેવાની હોય તો નાનાં અર્થ વગરનાં જોડકણાં કહેવામાં જ વધારે ઔચિત્ય રહેલું છે.

સહેજ મોટી ઉમરના બાળકો માટે 'કુકડી પડી રંગમાં' ને 'કુકડો પડ્યો ઢંગમાં' પ્રકારની વાતો ખૂબ જ અનુકૂળ થઈ પડશે. કિશોર વયના બાળકો દોડધામથી ભરપૂર, હાર-જીતની, લડાઈની અથવા ધીંગાણાંની વાતો માગે છે. આ સ્થળે બાળકોને પૌરાણિક વાતો, દંતકથાઓ, ભૂત–પ્રેતની વાતો અને પરીઓની વાતો કહેવી. બાળકોમાં રહેલી સહજ વૃત્તિઓને અવળે રસ્તે દોરી જાય એવી વાર્તાઓને પસંદગી આપવી નહિ. વાર્તાનો મૂળભૂત હેતુ આનંદ અને પરોક્ષ

બોધ આપવાનો છે તે બરાબર સધાય તે વસ્તુ પ્રત્યે પૂરતું લક્ષ આપવું જોઈએ.

કિશોર બાળકો યુવાવસ્થા પ્રાપ્ત કરે ત્યારે તેમને કિશોર અવસ્થા દરમ્યાન રસપ્રદ લાગતી વાર્તા પ્રત્યે અણુગમો થશે. એટલે આપણે થનગનાટ વાળી યૌવનના રસને પોષી શકે તેવી વાર્તા કહેવી જોઈએ. દા. ત. ઐતિહાસિક વાતો અને દંતકથાઓ, બહારવટિયાની વાતો વગેરે.

યુવાવસ્થામાં પ્રણયરસની કથાઓને સ્થાન છે. બાળકોની પણ પ્રેમરસની તરસ છિપાવવાની જરૂર છે. વિદ્યાર્થીઓને પ્રેમની કથા જરૂર કહેવી. પ્રેમરસની વાર્તાઓમાં જે ઉત્તમ પાત્રોનુ આલેખન થયું હોય તેવી વાર્તાઓ અને પાત્રોનો તેમને ખ્યાલ આપવો. પ્રેમની ઢળતી બાજુ વિદ્યાર્થીઓથી હમેશાં દૂર જ રાખવી. ત્યાર પછી યુવાન પ્રૌઢાવસ્થા પ્રાપ્ત કરે ત્યારે તેમને અનુકુળ વાર્તાઓ કહેવી જોઈએ. પરંતુ માણુસ જ્યારે પ્રૌઢ બને છે ત્યારે તેને વાર્તા કહેવાની જરૂર રહેતી નથી કે સાંભળવાની ફૂરસદ હોતી નથી. એટલે શિક્ષકની દૃષ્ટિએ વિચારતાં આપણે અહીં યુવાવસ્થા સુધી જરૂરી થાય તેવી વાર્તાઓ વિષે ચર્ચા કરવી યોગ્ય છે.

હવે આપણે વાર્તાનાં પ્રકાર તરફ નજર કરીએ. આપણા સાહિત્યમાં કઈ કઈ વાર્તાઓ છે અને આપણે બાળકોને કહેવા માટે કઈ નવી વાર્તાઓ તૈયાર કરવી પડશે ? વાર્તાઓના પ્રકાર અનેક છે. હાસ્યરસની વાર્તાઓ, ઐતિહાસિક વાર્તાઓ, પ્રવાસ કથાઓ, દંતકથાઓ, પૌરાણિક સ્થળોની વાતો, કુદરતની વાતો, ઐતિહાસિક સ્થળોની વાતો, ઉસ્તાદોની વાતો, સંગીત અને કળા વિષેની વાતો અને સામાન્ય રીતે સર્વ પ્રકારની સામાજિક વાર્તાઓ.

વાર્તા આપણા જીવનમાં ગૂંથાઈ રહેલી છે. અને ન ગૂંથાઈ હોય તો ગૂંથી લેવાની જરૂર છે, શિક્ષક ધારે તો ઉપર આપેલા પ્રકારો પ્રમાણે અનેક વાર્તાઓ ઉપજાવી શકે, ભેગી કરી શકે અને કહી શકે.

શિક્ષકે નવી વાર્તાઓ ઉપજાવવી જોઈએ અને બાળકોને બરાબર કહેવી જોઈએ. વાર્તાકથન એ એક કળા છે અને એ કળા સાધ્ય કરવા માટે પૂરતા અભ્યાસની જરૂર છે. તમને વાર્તા બરાબર આવડવી જોઈએ. વાર્તાનાં હાવભાવથી તમે પૂરા પરિચિત હોવા જોઈએ. એક વાર્તા બાળકોને કહેવાની હોય ત્યારે ઓછામાં ઓછી જુદા જુદા પ્રકારની પચાસેક વાર્તાઓ તો શિક્ષકે અવશ્ય જાણવી જોઈએ. ઘણીવાર એવું બને છે કે તમે જે વાર્તા કહો તે વાર્તા બાળકોએ ક્યાંક સાંભળી હોય. એટલે તમારે તરત જ બીજી જ વાર્તા કહેવાની જરૂર ઊભી થાય. વાર્તા જાણવા માટે વાર્તાનો આત્મા ઓળખવો પડે છે. વાર્તાના પાત્રોનું સુરેખદર્શન કરવું પડે છે. વાર્તામાં એકતાન થવું પડે છે. ઘણીવાર એમ પણ બને છે કે શિક્ષક વાર્તા કહેતા કહેતા ભૂલી જાય છે અને પછી એક વાર્તાના પ્રસંગો બીજી વાર્તાના પ્રસંગો સાથે મેળવી દે છે. અને તેવી વાર્તા તેના સાચા સ્વરૂપે બાળકો આગળ રજૂ થતી નથી.

### વાર્તામાં ક્રિયા અને અભિનય

વાર્તામાં અભિનયનુ સ્થાન મહત્ત્વનુ છે. ક્રિયાથી વાર્તાનો ભાવ બાળકો તરત સમજી જાય છે. વધુ પડતા હાવભાવથી વાર્તાની મઝા મારી જાય છે. હાવભાવ શીખવા માટે પુસ્તકિયા જ્ઞાનની જરૂર નથી. હાવભાવ ફક્ત અનુભવ, અવલોકન અને નિરીક્ષણવૃત્તિની સહાયતાથી જ પ્રાપ્ત કરી શકાય છે. રસ્તામાં

ચાલતા મનુષ્યો, બગીચામાં વાતચીત કરતી વ્યક્તિઓ અને બજારની ધમાલ વગેરે જોઈને આપણે ઘણાં પ્રકારનાં હાવભાવ શીખી શકીએ છીએ. તેનો વાર્તામાં યોગ્ય ઉપયોગ કરતાં શીખવું જોઈએ.

યોગ્ય અભિનય અને હાવભાવ કરવાથી બાળકો ઝડપથી વાર્તાનો મુદ્દો સમજી જાય છે. દરેક માણસની બોલવાની, ચાલવાની, વર્તવાની રીત જુદી જુદી હોય છે. એટલે જો તેમનું નિરીક્ષણ કરવામાં આવે, તેમના પ્રત્યે ઉઘાડી આંખોથી નજર રાખવામાં આવે તો અભિનય અને હાવભાવ આપોઆપ આપણામાં પ્રવેશી જાય છે.

### વાર્તા કહેવાનો યોગ્ય સમય

જેમ વાર્તાના જુદા જુદા પ્રકારો છે તેમ વાર્તા કહેવાનો સમય પણ જુદો જુદો હોય છે. અસલ ગામડાઓમાં રાતે ડોસીઓ અને ભાટચારણો ફળિયામાં એકઠા મળેલા માણસોને વાર્તા કહેતા. આ વસ્તુ તો ગામડામાં જ બની શકે. શાળામાં બાળકોને રાતના વાર્તાઓ કહેવાનું શક્ય નથી. કેટલીક વાર્તાઓ એવી હોય છે કે જે અમુક તહેવારોને દિવસે જ કહી શકાય. દા. ત. નાગપાંચમની વાત, શીતળા સાતમની વાત, વાઘબારસની વાત વગેરે. કેટલીક ઋતુઓ વિષે પણ વાર્તાઓ છે. દા. ત. વસંતપંચમીની વાત, હોળીની વાત અને દિવાળીની વાત. આ ઉપરાંત ફૂલોની વાતો, ઝાડોની વાતો, મંદિરની વાતો, નાની દેરીઓને લગતી વાતો, દરિયાઈ અને દરિયાકિનારાની વાતો, પ્રાણીઓની વાતો વગેરે પણ છે.

કેટલીક વાર્તાઓ એવી હોય છે કે અમુક પ્રસંગે જ કહી શકાય. ખાસ કરીને ઈતિહાસ, ભૂગોળ અને સૃષ્ટિજ્ઞાન વાર્તા રૂપે કહેવામાં આવે તો તે વધારે રસમય થઈ પડે. શિક્ષક

જો વાર્તા કહેવાની દૃષ્ટિ કેળવે તો દરેક વિષયમાં વાર્તાનું તત્ત્વ તે અવશ્ય દાખલ કરી શકે. શિક્ષકે એટલું જ ધ્યાનમાં રાખવું જોઈએ કે વિષયોને વાર્તાનું સ્વરૂપ આપે ત્યારે વાર્તાનાં મુખ્ય તત્ત્વો વિષય સાથે ભેળવી ન દે. જો આ બાબત ધ્યાનમાં રાખવામાં ન આવે તો આપણે વાર્તાદ્વારા રજૂ કરવાના વિષયને બાજુ પર મૂકીને કોઈ બીજા જ કલ્પનાપ્રદેશમાં વિહરતા થઈ જઈએ. અને આથી કદાચ શીખવવાના વિષયનું તદ્દન રૂપાંતર થઈ જાય.

વાર્તા કહેવામાં એક વસ્તુ બરાબર ધ્યાનમાં લેવાની જરૂર છે. જેમ જેમ સમય ફરતો જાય છે તેમ તેમ વાર્તામાં પણ ફેરફાર કરવાની જરૂર ઊભી થાય છે. વળી વખતોવખત શિક્ષકે વાર્તાનું ખોખું બદલતાં રહેવું જોઈએ કે જેથી વાર્તામાં પ્રવેશી ગયેલાં જૂનાં કે માઠાં તત્ત્વો દૂર થતાં રહે, અને સારાં તત્ત્વો દાખલ થઈ શકે.

ખાસ કરીને યુવાનોને યુવાવસ્થા દરમ્યાન પ્રેમકથાઓ કહેવાની જરૂર છે. પ્રેમકથાઓ પણ અનેક પ્રકારની હોય છે અને તેમાં પણ યુવાનોને ખોટે માર્ગે દોરી જાય તેવી વાર્તાઓ પણ પ્રવેશી ગઈ હોય છે. આથી પ્રેમકથાઓમાં પ્રેમના આદર્શો જ યુવાનો આગળ મૂકવા ઘટે. એમ ન થાય તો યુવાનો હાલની નવલકથામાં રજૂ થતા ખોટા આદર્શો પકડી તેનું અંધ અનુકરણ કરશે અને એને અંગે થતા અધઃપતનને માટે આપણે જવાબદાર ગણાશું. સાવિત્રી, દમયંતી અને સીતાનો આદર્શ પ્રેમ, યુવકો અને યુવતીઓ આગળ મૂકવો જોઈએ. જસમા ઓડણ, અને રા' માંડળિક, રાણકદેવી, અથવા સતી સાવળિંગાની પ્રેમકથાઓ વડે આપણે યુવાનો સામે ઉચ્ચ પ્રેમનો આદર્શ રજૂ કરવો જોઈએ.

વાર્તામાં નીતિનું સ્થાન કેટલું ને ક્યાં આવશ્યક છે તે જોઈએ. અસલ કેટલાક એમ માનતા કે નીતિશિક્ષણ આપવા માટે વાર્તા એક ઉત્તમ સાધન છે. જીવનમાં નીતિનું સ્થાન છે અને આપણે આપણાં બાળકોને નીતિવાન બનાવવા માગીએ છીએ. પણ, દરેક વાર્તાદ્વારા નીતિનો અમુક પાઠ ફલિત કરી. રજૂ કરીએ એ ઇચ્છવા યોગ્ય નથી. વાર્તા એ કંઈ નીતિબોધ આપવા માટે નથી, કારણ કે વાર્તાકથનનો મૂળભૂત હેતુ તો બાળકોની કલ્પના શક્તિને ઉત્તેજિત કરી આનંદ આપવાનો છે.

પંચતંત્રની વાતો નીતિશિક્ષણથી ભરપૂર છે. આ વાર્તાઓ નકામી કે ફેંકી દેવા જેવી નથી. જ્યાં વાર્તા કહ્યા પછી વાર્તામાંથી જ કંઈ પણ બોધ ગ્રહણ કરી શકાય એવું હોય તો તેવો બોધ જરૂર કરવો. પણ દરેક વાતને મારી ગચડીને તેમાંથી બોધ, નીતિ કે સાર નીચોવવાની પદ્ધતિ તદ્દન હાસ્યાસ્પદ છે. કદાચ એમ પણ બને કે આ રીતે વિદ્યાર્થીઓને નીતિશિક્ષણ માટે એ જ પ્રકારની ઘૃણા અથવા તિરસ્કાર ઉત્પન્ન થાય. વળી વાર્તાકથન પછી બાળકો પાસેથી શિક્ષકે વાર્તાનો સાર પૂછવો અથવા પોતે કહેવો—એટલે વાર્તાના આત્માને કચડી નાંખવા જેવું થાય. જ્યારે જ્યારે શાળામાં કંઈ પણ અનીતિનો પ્રસંગ બને ત્યારે શિક્ષકે પ્રસંગાનુસાર એકાદ સુયોગ્ય વાર્તા બાળકોને કહી સંભળાવવી, આથી અનીતિના પ્રસંગોની છાપનું ભાન થાય છે ને તેઓ અનીતિથી દૂર રહેતા શીખે છે.

### વાર્તા — નાટ્યપ્રયોગો

દરેક વાર્તા પરથી નાટક તૈયાર કરી શકાતું નથી કે ભજવી શકાતું નથી. કારણ કે દરેક વાર્તાનું વસ્તુ જુદ જુદુ ને જુદી

જુદી રીતે આલેખાયેલું હોય છે. કેટલીક વાર્તાઓ માત્ર સાંભળવામાં જ રસ પડે. કેટલીક વાર્તા હાસ્યરસથી ભરપૂર હોય છે. કેટલીક વાર્તાઓમાં ક્રિયાવેગ પ્રબળ હોય છે ને સંવાદની રમઝટ બોલતી હોય છે. આ ઉપરથી આપણે જોઈ શકીશું કે જે વાર્તામાં અભિનયને આવકાશ હોય, જેમાં ચેષ્ટા, અને હાવભાવને અવકાશ હોય અને સંવાદો હોય તેવી વાર્તાઓ ભજવી શકાય. કારણ કે ભજવવામાં ક્રિયા, વેગ–અભિનય પર મુખ્ય આધાર છે અને પછી સંવાદ પર. સંવાદો અરસિક ન થઈ જાય–તેમ જ જે કાંઈ કહેવાનું હોય તે વધારે સ્પષ્ટતાથી કહી શકાય તે માટે અભિનયની ખાસ આશ્યકતા રહે છે.

બાળકો જ્યારે વાર્તાઓ પરથી નાટક ભજવે ત્યારે જ તેઓ વાર્તાનું ખરું હાર્દ પામી શકે છે. વાર્તાઓને નાટ્યસ્વરૂપમાં ફેરવવાનું હોય ત્યારે બાળકો વાર્તાનો પૂરેપૂરો વિચાર કરે છે. વાર્તાનાં પાત્રો, વાતાવરણ અને પાત્રોનાં પોશાક તેમ જ વાર્તામાં નાટ્યસ્વરૂપે રજૂ કરતી વખતે ઉપયોગી થઈ પડે તેવાં સાધનો વિષે પણ તેઓ ચોક્કસાઈથી અને પૂર્ણતાથી વિચાર કરે છે.

વાર્તાનું નાટ્યસ્વરૂપ ભજવવાની વાત થતાં જ બાળકો ગુલતાન થઈ વાર્તા કેમ ભજવવી તે વિચારવા માંડે છે, સાધનોની સ્વાભાવિક રીતે શોધખોળ ને તપાસ કરવા માંડે માંડે છે. આથી વાર્તામાં ન હોય તેવો નવપ્રાણ પૂરાય છે. નવું ચેતન ઉમેરાય છે. અને શાળામાં પણ સર્વત્ર ઉત્સાહ અને કાર્યશીલતા પ્રસરી રહેવાથી શાળા પણ જીવન્ત અને ચેતનવંતી બને છે.

એ તો જાણીતું સત્ય છે કે બાળકોને બીજાઓનું અનુકરણ કરવું ખૂબ ગમે છે. બાળકોમાં અનુકરણવૃત્તિ સહજ જ હોય છે.

અને એ અનુકરણવૃત્તિ બાળકોમાં તો પ્રાણરૂપ હોય છે. બાળકોની એવી અનુકરણવૃત્તિ નાટ્યપ્રયોગો દ્વારા જ પોષી શકાય છે.

વ્યક્તિત્વ અને વ્યક્તિસ્વાતંત્ર્ય ખીલવવામાં પણ નાટ્યપ્રયોગો ખૂબ જ ઉપકારક થઈ પડે છે.

નાટક ભજવવું હોય ત્યારે એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ. દરેક નાટકને માટે શિક્ષણક્ષેત્રમાં વધુ પડતી તૈયારીઓ અસ્થાને છે. નાટક ભજવવા માટે દરેક વખતે જુદી જુદી જાતના પોશાકની જરૂર પડે છે. ને દરેક વખતે ખરીદવા જવું મોંઘું પડી જાય તેમ હોવાથી જરાપણ પોસાય તેમ નથી; એટલે દરેક વસ્તુ ખરીદીને વસાવવા કરતા બાળકો જ આજુબાજુથી મેળવી લે તે વધારે ઈચ્છનીય છે, અને વધારે ભાગે તેમનો ઉત્સાહ આવી બધી મુશ્કેલીઓનો માર્ગ કાઢવા તેમને પ્રેરે છે અને તેઓ જાતે જ રસ્તો કાઢી લે છે, અને પોતાનો સાજ જાતે જ સજી લે છે. વળી નાટકમાં જરૂરી ચિતરામણો ચિતારા પાસે કે ચિત્રકાર પાસે ન કરાવવા જતાં બાળકો પાસે જ કરાવવાં. પશુ પક્ષી વગેરેનાં ચિત્રો પણ તેઓ જાતે જ તૈયાર કરે એ જ વધારે ઉચિત છે.

### વાર્તા અને પ્રશ્ન

વાર્તા કહી રહ્યા પછી શિક્ષકે બાળકોને પ્રશ્નો પૂછવા કે નહિ તે ચર્ચાનો વિષય છે. શિક્ષકે વાર્તા બહુ સારી રીતે કહી હોય, બાળકોને વાર્તા સાંભળવામાં ખૂબ જ રસ પડ્યો હોય તો તે વાર્તા પર પ્રશ્નો પૂછવાથી, શિક્ષકે વાર્તા કહી જમાવેલુ વાતાવરણ તદ્દન છિન્નભિન્ન થઈ જશે અને બધી સરસતા નષ્ટ થશે. વળી એક વાર્તા કહી રહ્યા પછી તે જ વાર્તા બાળકોને

કહી જવાનું કહેવાથી પણ વાર્તા નિરસ થઈ જવાનો ભય છે. પણ જો શિક્ષક પ્રશ્નો પૂછવામાં અમુક રીત અખત્યાર કરે કે કે જેથી એવા સર્વ પ્રશ્નો બાળકોને વાર્તાની વિચારગૂંથણી સમજવામાં તેમ જ યાદ રાખવામાં સરળતા થઈ જાય. આમ થાય તો બાળકો વાર્તાનું મુખ્ય વસ્તુ, તેનો મુખ્ય વિચાર, મુખ્ય બોધ, પાત્રોની ટેવો અને ગુણો તેમ જ વાર્તાની ભાષા વગેરે સમજતા ને હૃદયમાં ઉતારતા થઈ જાય છે. તદ્દન પ્રશ્નો પૂછવામાં ન આવે તો વાર્તાના વિચારોની બાળકોના મન પર સ્પષ્ટ છાપ પડતી નથી એ વસ્તુ પણ સાચી છે. પણ પ્રશ્નો પૂછવામાં અમુક રીત અને ઔચિત્ય જળવાવું જોઈએ. પણ બાળકો વાર્તા સાંભળ્યા પછી એક વિચારની સાંકળ સાથે બીજા વિચારોની સાંકળને જોડી દેવાનો પ્રયાસ કરે છે એ સાચું છે. એટલે સાધારણ રીતે આપણે બાળકોને જે કંઈ કહેવા કે સમજાવવા માગતા હોઈએ તે તો વધારે ભાગે તેઓ કુદરતી રીતે જ ગ્રહણ કરી લે છે.

વાર્તા કહેવાની કળા દરેક શિક્ષકમાં હોતી નથી; જેઓમાં તે કળા હોય છે તેઓને બાળકોને ક્યારે પ્રશ્નો પૂછવા ને ક્યારે ન પૂછવા તે કહેવાની જરૂર રહેતી નથી. કેટલાક શિક્ષકો જાણે પ્રશ્નો પૂછવાના ઉદ્દેશથી જ વાર્તા કહેતા હોય તેવું વલણ દાખવે છે તો તે ઈચ્છનીય નથી જ.

ઐતિહાસિક વાર્તાઓ કે એવા વિષયની વાર્તાઓ વિષે પ્રશ્નો પૂછવામાં આવે તો ખોટું નથી. કારણ કે ઇતિહાસમાં તો હમેશાં વસ્તુની નવી નવી રજૂઆતને અવકાશ મળે છે. તદ્દન નાના બાળકોને કહેવામાં આવતી વાર્તાઓમાં તો પ્રશ્નોને જરાપણ સ્થાન ન હોવું જોઈએ. કારણ કે વચ્ચે વચ્ચે પ્રશ્નો

પૂછવાથી વાર્તાની પૂરી અસર કે પૂરતો રસ જામતો નથી. એટલે આવી રસક્ષતિ થતી અટકાવવા બને ત્યાં સુધી વાર્તા કહેવાથી જ બાળકો પર સીધી ને સુરેખ છાપ પડે તે ધ્યાનમાં રાખવું જોઈએ. પ્રશ્નો પૂછીને વાર્તા સમજાવવા પ્રયત્ન કરવામાં વાર્તા કહેવાની કળાનો શિક્ષકમાં અભાવ હોવાનું જ પ્રતીત થાય છે.

વાર્તા એકધારી, સરળતાથી ને સાભિનય કહેવાથી બાળકો નૈસર્ગિક આનન્દ મેળવે છે.

વાર્તાકથન આ રીતે કેળવણીના ક્ષેત્રમાં અગત્યનું સ્થાન ભોગવે છે ને તેને માટે શિક્ષણક્રમમાં હમેશ અવકાશ હોવો જોઈએ, કારણ કે વાર્તા આનંદ આપે છે, જ્ઞાન આપે છે ને બાળકના હૃદય તેમ જ આત્માને સ્પર્શે છે.

---

## ૧૩

## નવી કેળવણી

"હાલની વિચિત્ર શિક્ષણપદ્ધતિને લીધે જીવનના બે ભાગ પડી જાય છેઃ જિંદગીનાં પહેલાં પંદર વીસ વરસ માણસે જીવનની ભાંજગડમાં ન પડતાં એકલું શિક્ષણ લેવાનું, અને તે પછી શિક્ષણ સંકેલીને કોરે મૂકી દઈ મરતા સુધી જીવવાનું.

આ રીત કુદરતી યોજનાથી ઊલટી છે. એક હાથ લંબાઈનું બાળક સાડાત્રણ હાથનો માણસ શી રીતે બને છે. એ તેના પોતાના કે બીજાઓના ધ્યાનમાં આવતું નથી. શરીરનો રોજ વિકાસ થયા જ કરે છે. આ વિકાસ ધીમે ધીમે, ક્રમે ક્રમે, થોડો થોડો થયા કરે છે. તેથી કરીને તે થાય છે એનું ભાન પણ થતું નથી. આજ રાત્રે સૂતાં સુધી બે ફૂટ ઊંચાઈ હતી, અને કાલે ઊઠીને જુઓ તો અઢી ફૂટ થઈ, એમ કદી બનતું નથી. અમુક એક વરસના છેક છેલ્લા દિવસ સુધી માણસ જીવન વિશે સાવ બેજવાબદાર રહે તો ય ચાલે, બલકે તેણે બેજવાબદાર રહેવું જોઈએ; અને પછીના વરસનો પહેલો દિવસ ઊગે કે તરત તેણે જીવનની સંપૂર્ણ જવાબદારી ઉપાડવા તૈયાર થવું જોઈએ; એવી હાલની શિક્ષણપદ્ધતિની યોજના છે. સંપૂર્ણ બેજવાબદારીમાંથી સંપૂર્ણ જવાબદારીમાં કૂદકો મારવાનો એટલે એ એક હનુમાન-કૂદકો જ થયો કહેવાય. આવો હનુમાન કૂદકો મારવાના પ્રયત્નમાં હાથપગ ભાંગી જાય તો તેમાં શી નવાઈ?

ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને કુરુક્ષેત્રમાં ભગવદ્‌ગીતા કહી. ભગવદ્‌ગીતા પર પહેલાં વર્ગો લઈને પછી તેને કુરુક્ષેત્રમાં

ધકેલ્યો નહિ; તેથી તે શીનાને પચાવી શક્યો. આપણે જેને જીવનની તૈયારીનું જ્ઞાન કહેીએ છીએ તેને જીવનથી સાવ અસ્પૃશ્ય રાખવાનો પ્રયત્ન કરીએ છીએ તેથી એ જ્ઞાનથી મરણની તૈયારી થાય છે."

—શ્રી. વિનોબા ભાવે

આ સિવાય બીજી અનેક જાતની ટીકાઓ આધુનિક કેળવણી વિશે થાય છે. આપણી શિક્ષણ સંસ્થાઓ ને તેમાં અપાતા શિક્ષણની પદ્ધતિઓ (જો કોઈ ચોક્કસ ધ્યેયલક્ષી પદ્ધતિઓ હોય તો) વિચારણા માગી લે છે. એમાં કંઈક અપૂર્ણતા—કંઈક ઓછાપણું તો છે જ. આપણા જીવનને સમૃદ્ધ કરે એવા યુવક—યુવતીઓ સર્જવાનું આપણી શિક્ષણ સંસ્થાઓમાં સામર્થ્ય નથી.

આજે પણ ઈટન, હેરો, કેમ્બ્રિજ કે ઑક્સફર્ડના વિદ્યાર્થીઓ વિશે જે ગૌરવથી લોકો ડોક ઊંચી કરી શકે છે, એવી સંસ્થાઓ આપણે ત્યાં કયાં છે?

આનું એક કારણ આપણી વિચાર—આળસ છે. આપણા શિક્ષણ વિશે હજુ સુધી આપણે ધ્યાનપૂર્વક વિચાર કર્યો નથી. અખતરા, અનુભવ ને અનુકરણ સિવાય આપણી શિક્ષણ-સંસ્થાઓ કંઈ જ કરતી નથી.

કેળવણી અનેક યુગો જોતી ને ઘડતી આવે છે. દેશદેશની કેળવણીના યુગો દેશદેશની પરિસ્થિતિ પ્રમાણે બદલાતા રહે છે.

આપણા દેશમાં નવીન કેળવણીનો વિચાર એ પશ્ચિમનું અનુકરણ હતું. પણ હજી આપણે એ અનુકરણમાંથી બહાર આવ્યા નથી.

આપણા દેશમાં સ્વતંત્ર રીતે નવીન કેળવણીનો વિચાર કરવાનો હવે સમય આવી લાગ્યો છે.

નવી કેળવણીનો વિચાર અન્ય દેશોની કેળવણીના અનુકરણ ઉપર કરવામાં આવે તો તેમાં લાભ કરતાં હાનિ વિશેષ છે.

આપણે ત્યાં નવાં આંદોલનો પ્રસરી રહ્યાં છે ને તે લાભદાયી નીવડશે એવું ભાસે છે.

પરદેશી પ્રથાનાં અંધ અનુકરણે આપણી કેળવણીનો પ્રાણ હરી લીધો છે. આ જ કારણથી હવે આપણે નવી કેળવણીનો વિચાર કોઈ પણ જડ પ્રથાના અનુકરણરૂપે કરવો ઉચિત નથી જ.

આપણે જો શુદ્ધ કેળવણીનાં સનાતન તત્ત્વોની વિચારણા કરશું તો આપણને જરૂર સત્ય માર્ગ મળશે. આવાં સનાતન તત્ત્વો જે પદ્ધિતમાં આપણી નજરે ચઢે તે જ પદ્ધતિ આપણે માટે યોગ્ય છે.

ઘણી વિશિષ્ટ પદ્ધતિઓ હિંદ સિવાય બીજા દેશોમાં જન્મવા પામી છે. આપણા દેશમાં પણ એવી પદ્ધતિઓ યોજી શકાય તેમ છે. કેળવણીનાં શુદ્ધ સનાતન તત્ત્વો ઉપર જ રચાયેલી કેળવણી આપણે ત્યાં પણ જન્મશે. આપણે એવી પ્રથાઓ ને પ્રયોગો શરૂ કરવા જોઈએ કે જેથી કેળવણી સર્જક ને પોષક બને.

નવી કેળવણીમાં એક મહાન તત્ત્વ આપણે દૃષ્ટિ સમક્ષ રાખવાનું છે.—બાળકનું વ્યક્તિત્વ. જૂની કેળવણીમાં બાળકના વ્યક્તિત્વને અવકાશ જ નહોતો, જો કે પુરાણ કાલની વાત એનાથી ભિન્ન હતી.

આજ લગી આપણે એક ભ્રમ સેવ્યો. કેળવણી આપવાની છે ને? બાળક મૂંગે મોઢે કેળવણી લે ને શિક્ષક પૂર રૂવાબથી દે—એવું હોઈ જ ન શકે. ભણનાર ને ભણાવનારની ભૂમિકાઓ આપણે સ્વતંત્ર કહીશું. શિક્ષણમાં બંને પક્ષે શિક્ષણ હોય છે. બાળકનો વિકાસ ને તેની ગ્રહણશક્તિ લક્ષમાં રાખી શિક્ષકે માત્ર તેના ભોમિયા થવાનું છે. શિક્ષકો ને શિક્ષણસંસ્થાઓ જો આદર્શ વાતાવરણ સર્જશે ને આદર્શ યોજનાઓનું યથાર્થ પાલન કરશે તો બાળક પોતાની મેળે પોતાને યોગ્ય વસ્તુ ગ્રહણ કરી લેશે અને પક્ષે શ્રમરૂપ કંઈ લાગશે જ નહીં. બંને પક્ષે માત્ર સંસ્કારવિનિમય ને સર્જક-તત્ત્વોની સુગંધ મહેકી રહેશે.

બીજું એક તત્ત્વ તે સ્વાતન્ત્ર્યનું છે. બાળકને ને તેના ખીલતા માનસને અનુકૂળ સ્વાતંત્ર્ય હોવું એ મોટી આવશ્યકતા ને જવાબદારી છે. સ્વતંત્રતા સ્વચ્છંદતામાં ન ફેરવાઈ જાય એટલું જ જો શિક્ષક યા સંસ્થા ધ્યાનમાં રાખે તો બાળક પોતે પોતાને યોગ્ય વસ્તુ અપનાવી લેશે.

હાલની શિક્ષણ-સંસ્થાઓ નાદુરસ્ત છે એમ કહેવું?— ના, એમ નથી એવું આપણે કહીએ અને એટલું જ એ શિક્ષણ-સંસ્થાઓ સિદ્ધ કરી આપે તો બસ છે.

આપણી આજની કેળવણીમાં સર્જનાત્મક ક્રિયાઓને અવકાશ છે. ભણનાર વિદ્યાર્થીઓ માત્ર બુદ્ધિને ધાર ન ચઢાવ્યા કરે. પોતાની બુદ્ધિ વડે કંઈક સર્જન કરે એ જ વધારે ઉચિત છે. આજે આપણે જોઈ શકીએ છીએ કે બાળકો જેવા કલ્પનાવિહારને ખૂબ સ્થાન હોય તેવી સર્જનક્રિયાઓ ઝડપથી અપનાવે છે. ઉદાહરણરૂપે ચિત્રકલા લો. આજની

શાળાઓમાં ભણતાં બાળકો ચિત્રકલા પ્રત્યે ખૂબ જ અભિરુચિ દાખવે છે.

સર્જનાત્મક ક્રિયાઓમાં અમુક પ્રકારનો વિશિષ્ટ આનંદ રહેલો હોય છે. તે મેળવવા માણસ હમેશ તત્પર જ રહે છે. આવી સર્જનાત્મક ક્રિયાઓને શિક્ષણના ક્ષેત્રમાં વધારે ને વધારે સ્થાન મળે એવું આપણે ઇચ્છીએ.

આવા સર્જનવ્યાપારને શિક્ષણ માટે નિશાળ બહાર કુદરત જ મોટી શાળા છે. શાળા ને શાળાની આસપાસ, શાળા જે ગામ કે શહેરમાં હોય તેની આસપાસની કુદરતનો અનુભવ બાલકને કરાવવો જોઈએ. કુદરતનું સૌન્દર્ય એવો આનંદ આપે છે, જેનું આકર્ષણ બાલકને અનેક નવી ક્રિયાઓ કરવા પ્રેરે છે અને આનંદ આપે છે.

કુદરતનાં શુચિ સૌન્દર્યપૂર્ણ તત્ત્વોમાંથી શુદ્ધ આનદ ઉપરાંત ઘણું શિક્ષણ પણ મળી શકે છે.

ઉદ્યાનવિહાર, પર્યટનો, નિરીક્ષણો, બગીચાનું કાર્ય પ્રવાસ વગેરેનું શિક્ષણમાં અવશ્ય ઔચિત્ય છે.

છેવટે માણસ માણસ બને એટલુ જ શિક્ષણ સંસ્થાઓ ધ્યાનમાં રાખે ને તે પ્રમાણે શિક્ષણ પદ્ધતિઓ યોજે તો પોતાનો ધર્મ બજાવ્યાનો આનંદ લઈ શકશે.

કંઈક નવું કરે તે નવી કેળવણી નથી. જીવનમાં તાજગી ભરે ને નવીનતાનો હમેશ અનુભવ કરાવતી રહે તે જ સાચી ને નવી કેળવણી છે. જીવન છે ને કેળવણી પણ છે; પણ આપણે તો નવી દૃષ્ટિ કેળવવી છે, એ કાર્ય નવી કેળવણીનું છે.

---

## પાઠદર્શન

શિક્ષકઃ— તાઃ

ધોરણઃ—પાંચમું સમયઃ

વિષયઃ—ગુજરાતી કાવ્ય

સામાન્ય હેતુઃ—બાળકોને ગુજરાતી કાવ્યમાં રસ લેતાં કરવાનો.

ખાસ હેતુઃ—"પીછું" વિષેનું કાવ્ય બાળકોને શીખવવાનો.

સાધનોઃ—કાળા પાટિયા પર નોંધ.

| વસ્તુ | શૈલી |
|---|---|
| પ્રસ્તાવ | કવિતા કેવા સંજોગોમાં લખાઈ તે વિષે બાળકોને કહેવું. આધુનિક જાણીતા કવિઓનાં નામ પૂછી શ્રી. ઉમાશંકર જોષીનું નામ કઢાવવું ને તેમનો પરિચય આપવો. |
| હેતુ-નિવેદન | આજે આપણે શ્રી. ઉમાશંકર જોશીના એક સુંદર કાવ્યનો આનંદ લઈશું. |
| વસ્તુનિરૂપણ<br>આદર્શ વાચન<br>શાંત વાચન | પ્રથમ શિક્ષકે લયાનુસારી પદ્ધતિથી એ કાવ્યનું વાચન કરવું અને પછી અર્થાનુસારી પદ્ધતિથી વાચન કરવું. |

**હેતુ-પ્રશ્ન**
૧. કવિને આ કાવ્ય લખવાનું કેવી રીતે સૂઝ્યું?
૨. પંખી પોતાની પાછળ શું મૂકી ગયું?

બાળકો કાવ્ય વાંચે છે અને શિક્ષકને મુશ્કેલી પૂછે છે. વિદ્યાર્થીઓ પાસે મૂકવાચન કરાવી પાટિયા પર લખેલા હેતુ-પ્રશ્નના જવાબ શોધવા કહેવું, અને વિદ્યાર્થીઓ પાસેથી જવાબમાં કાવ્યની છેલ્લી બે લીટીઓ કઢાવવી.

**ચર્ચા**
ખરતો તારો અને પીછાંની કલગીની સરખામણી.

તમે કોઈવાર ખરતો તારો જોયો છે? તે વખતે પ્રકાશનો કેવો આકાર થાય છે તે પાટિયા પર ચીતરીને બતાવવું. તેનો આકાર શાને મળતો હોય છે તે પૂછી, "પીછું" શબ્દ કઢાવવો.

**તિમિરે**

ખરતા તારાનો પ્રકાશ આકાશમાં ક્યાં અદૃશ્ય થઈ જાય છે? સ્વપ્નુ કેટલો વખત ટકે છે? ગરીબને, ભૂખ્યાને, પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીને કેવાં સ્વપ્નાં આવે છે તે પૂછી સ્વપ્નની લીલા કેવી રમ્ય અને રંજક હોય છે, તે સમજાવવું.

**અબડ ઉરમાં**

કવિતા પહેલ વહેલી ક્યાં ઉદ્‌ભવે છે?

**શબ્દની શ્રદ્ધાંજલિ**

ઈશ્વર ભક્તને ક્યારે દર્શન દે છે તે પૂછી, કવિ કેવી રીતે કવિતાની આરાધના કરે છે તે ઉક્તિ સમજાવવી. હૃદયમાં પ્રગટ થયેલી કવિતાનો કવિ આપણને કેવી રીતે આ સ્વાદ આપે છે? વખતસર કવિતા લખી લેવામાં ન આવે તો શું થાય?

| | |
|---|---|
| તારકતેજરેખ | પંખીના ગીતને કોની સાથે સરખાવ્યું છે? |
| પીછું | પંખી પોતાની પાછળ કઈ સ્મૃતિ મૂકી ગયું? પીછું સ્પર્શ્ય કે અસ્પર્શ્ય કહેવાય? પંખી કવિને કેવી રીતે ગાતો કરી ગયું? |
| રંગદર્શન<br>છંદ-શાર્દૂલવિક્રીડિત<br>કડી–૩।।<br>પંક્તિ–૧૫<br>પ્રાસ–અનિયમિત<br>પંક્તિ–૨–૩, ૨–૪, ૫-૭, ૬-૮, ૯-૧૦ –૧૩, ૧૧–૧૨–૧૪–૧૫.<br>સામાન્ય ચીજ પર કવિતા, અગેયતા | આ કવિતામાં કયો છંદ, કેટલી પંક્તિ, કેટલી કડીઓ છે? પ્રાસ કેવી રીતે મેળવ્યા છે? દરેક પંક્તિઓ અર્થ પૂરો થાય છે ખરો? આ કાવ્ય ગાવું ફાવે? વગેરે પ્રશ્નો પૂછી નવી કવિતાનાં થોડાંક લક્ષણોનો પરિચય આપશો. |
| સમાલોચના | કોણ શ્રેષ્ઠ? પોતે ગાય તે? કે બીજાંને ગાતા કરે તે? શું જોઈને કવિને કાવ્ય સ્ફૂર્યું? એ પૂછીને કાવ્યનું નામ "પીછું" વિદ્યાર્થીઓ શોધી કહાડે તેમ કરવું. સમૂહવાચન. આખું કાવ્ય શિક્ષકે વિદ્યાર્થીઓ સાથે અર્થાનુસારી પદ્ધતિથી વાંચવું. |

# પીછું

( શાર્દૂલવિક્રીડિત )

જેવો કો નભતારલો ગરી જતો અંધારમાં પાથરી
ઝીણી પાતળી તેજ પિચ્છકલગી, દૃષ્ટિ પડે ના પડે,
ઓચિંતો તહીં જાય રૂપી તિમિરે; જેવું લીલા વિસ્તરી
સોણું નિંદરમાં ઠરી ક્ષણુ, સરે, જોવા પછી ના જડે;
ને જેવી કવિતા અખંડ ઉરની આરાધના તર્પવા
એકાએક છતી થઈ હૃદયમાં, કો કલ્પના એરવી
ઊડી જાય, ન દે સમો શબ્દની શ્રદ્ધાંજલિ અર્પવા–
ક્યાંથી ક્યાં ગઈ ના લહે નજર એ, રહે માત્ર હૈયે છવી.
એવું એક મીઠા પ્રભાત સમયે કો પંખી આવ્યું ઊડી,
જોયું ને અણદીઠ એક પળમાં તો ક્યાંક ચાલ્યું ડુબી;
એને તારકતેજરેખ સરખું, કે સ્વપ્નલીલા સમું
કે મોંથી કવિતાકુમાશ ઝરતું ના ગીત ગાવું ગમ્યું !
કૈં અસ્પર્શ્ય ન એવી પાછળ સ્મૃતિ રાખી જવાને રૂડી,
પીછું એરવીને ગયું, ઊડી ગયું.
ના ગી ત મૂ કી ગ યું:
પો તે ના કં ઈ ગા યું,
કિંતુ મુજને ગાતો કરીને ગયું.

ઉમાશંકર જોષી
[ ગંગોત્રી ]

શિક્ષક– તાઃ–

ધોરણઃ–છઠ્ઠું સમયઃ–

વિષયઃ–ગુજરાતી ગદ્ય.

હેતુ–આચાર્ય આનંદશંકર ધ્રુવનો 'સાહિત્ય અને જીવન'નો પાઠ શીખવવાનો.

| વસ્તુ | શૈલી |
|---|---|
| પ્રસ્તાવ–ગુજરાતી સાહિત્ય પર પ્રશ્નો પૂછવા. | ગુજરાતી સાહિત્યનાં કયાં પુસ્તકો તમને વાંચવાં ગમે છે ?<br>સૌથી સારી નવલકથાઓ કઈ છે ?<br>કાવ્યો કયાં છે ?<br>તમને કેવી અને કઈ નવલકથાઓ વાંચવી ગમે ?<br>આધુનિક ગુજરાતના જાણીતા લેખકો કયા કયા છે ? |

હેતુનિર્દેશઃ–

આજે આપણે આચાર્ય આનંદશંકર ધ્રુવનો 'સાહિત્ય અને જીવન' વિષેનો લેખ વાંચીશું.

વસ્તુનિરૂપણઃ–

| | |
|---|---|
| આદર્શ વાચન | શિક્ષક સ્પષ્ટ વાંચે છે. |
| શાન્ત વાચન | વિદ્યાર્થીઓ, આપેલ પાઠ શાન્તિથી વાંચે છે અને નીચેના પ્રશ્નોના જવાબ તૈયાર કરે છે. |
| હેતુ–પ્રશ્નો | લેખક કેટલા કેટલા પ્રકારના જીવનનું સૂચન કરે છે ! |

| | |
|---|---|
| ઝડપી | હાલમાં આપણું જીવન કેવું છે ? |
| | શા કારણથી આપણું જીવન સ્વચ્છંદી બન્યું છે ? |
| | આ સ્વચ્છંદી જીવન કોની સાથે સરખાવવામાં આવેલું છે ? |
| અર્વાચીન–પ્રાચીન | અર્વાચીન જીવન અને પ્રાચીન જીવનમાં શો ફેર છે ? |
| પ્રકૃત–અવિકૃત | પ્રકૃતજીવન કોને કહેવું ? (પ્રકૃત અને પ્રાકૃતનો તફાવત સમજાવવો.) |
| વિવક્ષા–વિવક્ષિત | પ્રકૃતજીવન મનુષ્ય જીવનને કેમ વિવક્ષિત છે ? |
| મનનશીલ પ્રાણીનું જીવન | મનુષ્ય જીવન કોને કહેવાય ? |
| પરિચિત જનોની આકૃતિ | તત્કાલીન જીવનમાં લેખક શું ચિતરે છે ! |
| | તત્કાલીન જીવન ચીતરનાર અંગ્રેજ લેખકો કયાછે ? |
| | ચિરંજીવ જીવન ક્યા સુધી ટકે છે ? |
| | એને ચિરંજીવ કેમ કહ્યું ? |
| | ચિરંજીવ અગ્રેજ લેખકો કયા છે ? |
| | ત્રીજા પ્રકારનું જીવન કયુ ? |
| સનાતન | સનાતનીઓએ એ જીવનને શું નામ આપેલુ છે ? |

| | |
|---|---|
| પારમાર્થિક | સનાતન જીવન શું આલેખે છે? |
| વ્યંજક વ્યંજના | શુષ્ક સાહિત્યને સનાતન જીવન આલેખતું કહી શકાય ખરું કે? |
| વ્યાસ વાલ્મીકિના રામાયણ મહાભારત | સનાતન જીવન આલેખના સાહિત્યના અને દાખલા આપો? |
| તત્કાલીન | ઉપલા ત્રણ સાહિત્યમાં કયું સાહિત્ય ખૂબજ લોકપ્રિય છે? કેમ? |
| માનવતાને બહુ સૂક્ષ્મ અને ઉદાર દૃષ્ટિએ પ્રત્યક્ષ કરી આપે | સનાતન અને ચિરંજીવ સાહિત્યમાં કોનું સ્થાન વધારે ઊંચું છે? કેમ? લૌકિક મનુષ્યનાં તત્ત્વો કયાં? બ્રહ્માંડના પારમાર્થિક સત્યો કયાં? એમાં કોનું સ્થાન શ્રેષ્ઠ છે? |
| પેરેડાઇઝ લોસ્ટ ફાઉસ્ટ | સનાતન સાહિત્ય વર્ણવતાં અંગ્રેજી પુસ્તકો કયાં છે? |
| બ્રાઉનીંગનાં કાવ્યો | |

પુનરાવર્તનઃ- આપણા સાહિત્યમાંથી તત્કાલીન, ચિરંતન અને સનાતન જીવન આલેખતા સાહિત્યના દાખલા આપો.

આજકાલ આપણું જીવન વિશાળ તો બન્યુ છે, પણ તે ઊંડું અને પ્રબળ પણ બન્યું છે કે કેમ એ પ્રશ્ન છે. જેમ આગગાડી કે મોટર, એની ઝડપને કારણે, થોડા સમયમાં બહુ માઈલ કાપે છે, તે જ રીતે આપણું જીવન પણ અત્યારે એવી જ ઝડપથી વહે છે. થોડા સમયમાં બહુ પ્રદેશ ઉપર

ફરી વળે છે અત્યારે સંયુક્ત પ્રાંતમાં ગોમતી અને ઘોઘરા નદીઓએ કાંઠા તોડી જે પ્રલય વર્તાવ્યો છે એનું રૂપક લેવા લલચાઉં તો કહું કે અત્યારે આપણું જીવન જરા સ્વચ્છંદી પણ થયું છે અને પુરાણા બે કાંઠા વચ્ચે જ વહેવાનો નયમધર્મ એ પસંદ કરતું નથી પણ પાછો પહેલા રૂપક ઉપર આવું જેમ આગગાડી કે મોટરમાં મુસાફરી કરતાં આપણે થોડા જ સમયમાં બહુ પ્રદેશ જોઈએ, પણ તે એ પ્રદેશની સપાટી માત્ર, પ્રદેશની કેટલીક મહત્ત્વની વિગતો આંખ બહાર રહી જાય, તો જમીનના ઊંડા થરો જોવાનો તો સંભવ જ શો? આપણી મુસાફરીનું પુરાણું વાહન-બળદનું ગાડું-એ આસપાસની ભૂમિ નીગતે જોવા અને આંખ ઠારવા માટે વધારે સારું, અને સાધુસન્યાસીઓના પ્રાચીન નિયમાનુસાર પગે મુસાફરી કરવી, ગામોમાં થોડા મુકામ કરતા કરતા, જવું, અને ચોમાસું બેસી જાય તો એક સ્થળે જ ચાર માસ કાઢવા-એ દેશને સારી રીતે જોવા-સમજવા માટે બહુ અનુકૂળ છે, એવી જ રીતે જીવન એના સમગ્ર સ્વરૂપમાં જોઈ શકાય

પરંતુ "જીવન" એટલે શું? પશુપખીઓ પણ જીવે છે, પણ પ્રકૃત 'જીવન" શબ્દથી મનુષ્ય-જીવન જ વિવક્ષિત છે હવે, "મનુષ્ય-જીવન" કોને કહેવાય? મનનશીલ પ્રાણીનું જીવન તેજ મનુષ્ય જીવન તે સમજવા માટે વાચકના મનમાં ઊંડા ઊતરવું જોઈએ અને તે કરવા માટે કવિએ પણ મનનશીલ થવું જોઈએ બહારની સપાટી ઉપર પ્રત્યક્ષ થતું હોય એટલું જ જોયે બસ નથી જીવનના અન્તરના પડ ઉકેલીને વાચવા જોઈએ તે માટે હું "જીવન"-શબ્દનો અર્થ કરતાં-એના ત્રણ પ્રકાર પાડું

એક તો "તત્કાલીન" જીવન: જે સપાટી ઉપર જ દૃષ્ટિ ફેરવતાં નજરે પડે છે; કવિ એનું પ્રતિબિમ્બ—ફોટોગ્રાફીનાં સ્નેપશૉટ પેઠે—એકદમ સહેલાઈથી ગ્રહણ કરી શકે છે. એવા ફોટોગ્રાફીનું આલ્બમ તે તત્કાલીન જીવનમાત્રની ઉપલી સપાટીનું જ આલ્બમ છે. એ ચિત્રો જોતાં આપણને આનંદ થાય છે. કારણ કે એમાંનાં ઘણાં આપણને પરિચિત હોય છે. જો કે એ જોતાં કંઈ નવું તો શીખતા નથી પણ "આ એજ" "આ એજ" એમ આપણે આપણા પરિચિત જનોની આકૃતિઓ પિછાનતા જઈએ છીએ. એમાં કંઇ નવું જાણીએ છીએ તો ન્યુઝપેપરમાં રશિઆ કે જર્મનીની હકીકત વાંચીએ તે રીતે આ તત્કાલીન (contemporary) જીવનની માહિતી મેળવીએ છીએ. આ કોટિમાં વેલ્સ વગેરે કેટલાક અંગ્રેજ નવલકથાકારો આવે.

બીજું જીવન તે ચિરંતન—લાંબાકાળ સુધી ટકે એવું જીવન. અર્થાત્ સામાન્ય મનુષ્યસ્વભાવના વિશાળ જ્ઞાનથી ભરેલું સાહિત્ય. એ બહુ લાંબાકાળ સુધી ટકે છે. અને એક સંસ્કૃતિનો યુગ ચાલે ત્યાં સુધી તો શું, પણ એક યુગ બીજા યુગને સમજી શકે ત્યાં સુધી એ સાહિત્ય રસજ્ઞ હૃદય ઉપર રાજ્ય ભોગવે છે. હોમર, શેકસપિયર, ડિકન્સ વગેરે આ કોટિમાં પડે છે.

- ત્રીજું જીવન—તે જીવનનાં ઊંડાં ઊંડા પડ ઉકેલીને જોયેલું જીવન, જેને તત્ત્વજ્ઞાનીઓ પારમાર્થિક સનાતન જીવન કહે છે. આ જીવનને લગતું સાહિત્ય એ સનાતન સાહિત્ય. સામાન્ય મનુષ્યસ્વભાવનાં સાહિત્ય કરતાં એ વધારે ઊંડું, અને મનુષ્યજીવનનાં પરમ પુરુષાર્થને સ્પર્શતું હોઈ એ વધારે કિંમતી છે. પણ એ સનાતન જીવનનું સાહિત્ય તે સાહિત્ય

હોવું જોઇએ, શુષ્ક વિચાર નહિ. એટલે કે વાચકને પરમાર્થની વ્યંજના કરવાની સાથે એની રસવૃત્તિને પણ સંતોષે, આહ્લાદ આપે એવું હોવું જોઈએ. વ્યાસ વાલ્મીકિનાં મહાભારત અને રામાયણ આ ત્રીજી–ઉચ્ચતમ કોટિનાં ગ્રંથો છે.

આમાંનું પહેલું એટલે તત્કાલીન જાતિનું સાહિત્ય સામાન્ય વાચકવર્ગમાં પુષ્કળ ખપે છે, અને "best seller" થઇ ધન પ્રાપ્ત કરવામાં પણ એ ઉત્તમ સાધન થઇ પડે છે. તેથી આ અર્થપ્રધાન યુગમાં લેખકને પણ એ પોતા તરફ વધારે લલચાવે છે. પણ "best seller" માટે best નહિ: એનું વેચાણ બહુ માટે એ ઉત્તમ એમ નહિ. ચિરન્તન સાહિત્ય અને સનાતન એ બે પ્રકારમાં ચડતા ઊતરતાનો ક્રમ હંમેશાં એમનાં નામ પ્રમાણે જ રહેતો નથી. મનુષ્યના સનાતન તત્ત્વને સ્પર્શે તેવાં કાવ્ય કરતાં સામાન્ય મનુષ્યતાને બહુ સૂક્ષ્મ અને ઉદાર દૃષ્ટિએ પ્રત્યક્ષ કરી આપે એવાં કાવ્ય ઘણી વાર ચઢિયાતાં હોય છે. ટેનિસનનું "ઇન્ મેમોરિયમ" કે "આઇડિલ્સ ઓફ્ ધ કીંગ" તે કરતાં કેવળ મનુષ્યસ્વભાવને લગતાં શેક્સપિયરના કેટલાંક નાટકો ચઢી જાય પણ સામાન્ય નિયમરૂપે કહી શકાય કે લૌકિક મનુષ્ય સ્વભાવ કરતાં બ્રહ્માંડના પારમાર્થિક સત્યો જેટલાં મોટાં છે તેટલો ત્રીજો (સનાતન) વર્ગ બીજા (ચિરન્તન) વર્ગ કરતાં ઉચ્ચતર છે. મહાભારત રામાયણ આનાં સ્પષ્ટ ઉદાહરણો છે. "પેરેડાઇઝ લૉસ્ટ", "ફાઉસ્ટ", અને બ્રાઉનીંગનાં કેટલાંક કાવ્યો આનાં કાંઇક સંદિગ્ધ ઉદાહરણો છે.

આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

['કાવ્યતત્ત્વવિચાર']

શિક્ષકઃ— તાઃ—

વિષયઃ—ગુજરાતી કાવ્ય સમયઃ—

ધોરણઃ—છઠ્ઠું

સામાન્ય હેતુ—બાળકોની રસવૃત્તિ કેળવી તેમને કવિતામાં રસ લેતાં કરવાનો

ખાસ હેતુ— શ્રી. રામનારાયણ પાઠકકૃત 'છેલ્લુ દર્શન' કાવ્યની મઝા માણવાનો.

| વસ્તુ | શિક્ષણ શૈલી |
|---|---|
| પ્રસ્તાવ<br>આરંભ પ્રશ્નો | આપણું કોઈ સ્વજન મરણ પથારીએ સૂતું હોય ત્યારે આપણે શું કરીએ છીએ? એના મૃતદેહ પાસે આપણે શો શો વિધિ કરીએ છીએ?<br><br>કોઈ સધવા સ્ત્રી મરણ પામે તો એના મરણ સમયે શું શું કરવામાં આવે છે? મરેલા માણસને આપણે મળી શકીએ ખરાં કે? |
| હેતુ-નિવેદન | હવે પોતાની પત્નીના મરણ પ્રસંગે કવિ શું કરવા કહે છે તે આપણે 'છેલ્લુ દર્શન' નામના શ્રી. રામનારાયણ પાઠકના કાવ્યમાં જોઈશું. |
| વસ્તુ-નિરૂપણ | શિક્ષકે કાવ્ય ભાવસહિત બાળકો સમક્ષ અર્થાનુસાર વાંચી બતાવવું.<br>બાળકોને પાટિયા પર લખેલા પ્રશ્નો ધ્યાનમાં રાખી મૂકવાચન કરવા કહેવું |

| | |
|---|---|
| હેતુ-પ્રશ્નો | (૧) કવિ ધમાલ કરવાને શા માટે ના પાડે છે? |
| | (૨) એ મૃત દેહને કઈ કઈ વસ્તુઓ ધરવાનું કહે છે? |
| | (૩) કવિ સ્મરણકાજ કશું ય ચિહ્ન લેવાની શા માટે ના પાડે છે? |
| ચર્ચા | પછી શિક્ષકે પ્રશ્નો પૂછવા. |
| લીટી ૧ થી ૪ | ભારે શબ્દોની સમજૂતી આપવી. અર્થાનુસારી વાચન અને પ્રશ્નો. |
| નયનવારિ સૌંદર્યના છેલ્લા દર્શનથી કૃતાર્થ થવાનું કહે છે. | કવિ બધાને નયનવારિ થંભાવીને શું કરવાનું કહે છે? 'આ સૌંદર્ય' એટલે કેવા પ્રકારનું સૌંદર્ય? |
| લીટી ૫ થી ૮ | અર્થાનુસારી વાચન અને પ્રશ્નો. |
| આંલ્લો, ચુંદડી, બંગડી વગેરે | સ્ત્રીનાં સૌભાગ્યનાં ચિહ્નો કયાં કયાં હોય છે? |
| અગરુ, દીપ, ચંદન, ગુલાલ, કુંકુમ. | કવિ કઈ કઈ સામગ્રીઓ ધરવા કહે છે? આવો અણમૂલો સુયોગ ફરી નહિ આવે એમ કવિ શા માટે કહે છે? |
| | માંગલ્યની સમૃદ્ધિનો અર્થ શિક્ષકે સમજાવવો. |
| | એ માંગલ્યની સમૃદ્ધિઓ ધરવાનું કવિ શા માટે કહે છે? |

શિક્ષકઃ— તાઃ—

વિષય—ગુજરાતી કાવ્ય સમયઃ—

ધોરણઃ—છઠ્ઠું

સામાન્ય હેતુ—બાળકોની રસવૃત્તિ કેળવી તેમને કવિતામાં રસ લેતાં કરવાનો.

ખાસ હેતુ— શ્રી. રામનારાયણ પાઠકકૃત 'છેલ્લુ દર્શન' કાવ્યની મઝા માણવાનો.

| વસ્તુ | શિક્ષણ શૈલી |
|---|---|
| પ્રસ્તાવ<br>આરંભ પ્રશ્નો | આપણું કોઈ સ્વજન મરણ પથારીએ સૂતુ હોય ત્યારે આપણે શું કરીએ છીએ? એના મૃતદેહ પાસે આપણે શે શે વિધિ કરીએ છીએ?<br>કોઈ સધવા સ્ત્રી મરણ પામે તો એના મરણ સમયે શું શું કરવામાં આવે છે? મરેલા માણસને આપણે મળી શકીએ ખરાં કે? |
| હેતુ-નિવેદન | હવે પોતાની પત્નીના મરણ પ્રસંગે કવિ શું કરવા કહે છે તે આપણે 'છેલ્લુ દર્શન' નામના શ્રી. રામનારાયણ પાઠકના કાવ્યમાં જોઈશું |
| વસ્તુ-નિરૂપણ | શિક્ષકે કાવ્ય ભાવસહિત બાળકો સમક્ષ અર્થાનુસાર વાંચી બતાવવું.<br>બાળકોને પાટિયા પર લખેલા પ્રશ્નો ધ્યાનમાં રાખી મૂકવાચન કરવા કહેવું. |

| | |
|---|---|
| હેતુ-પ્રશ્નો | (૧) કવિ ધમાલ કરવાને શા માટે ના પાડે છે?<br>(૨) એ મૃત દેહને કઈ કઈ વસ્તુઓ ધરવાનું કહે છે?<br>(૩) કવિ સ્મરણકાજ કશું ય ચિહ્ન લેવાની શા માટે ના પાડે છે? |
| ચર્ચા | પછી શિક્ષકે પ્રશ્નો પૂછવા. |
| લીટી ૧ થી ૪ | ભારે શબ્દોની સમજૂતી આપવી.<br>અર્થાનુસારી વાચન અને પ્રશ્નો. |
| નયનવારિ<br>સૌંદર્યના છેલ્લા દર્શનથી કૃતાર્થ થવાનું કહે છે. | કવિ બધાને નયનવારિ થંભાવીને શું કરવાનું કહે છે?<br>'આ સૌંદર્ય' એટલે કેવા પ્રકારનું સૌંદર્ય? |
| લીટી ૫ થી ૮ | અર્થાનુસારી વાચન અને પ્રશ્નો. |
| ચાંલ્લો, ચુંદડી, બંગડી વગેરે | સ્ત્રીનાં સૌભાગ્યનાં ચિહ્નો કયાં કયાં હોય છે? |
| અગરુ, દીપ, ચંદન, ગુલાલ, કુંકુમ. | કવિ કઈ કઈ સામગ્રીઓ ધરવા કહે છે?<br>આવો અણમૂલો સુયોગ ફરી નહિ આવે એમ કવિ શા માટે કહે છે? |
| | માંગલ્યની સમૃદ્ધિનો અર્થ શિક્ષકે સમજાવવો. |
| | એ માંગલ્યની સમૃદ્ધિઓ ધરવાનું કવિ શા માટે કહે છે? |

મૃતદેહ ઉપરથી કયાં કયાં સ્મરણ ચિહ્નો ઉતારી લેતા હશે?

કવિ એવાં ચિહ્નો લેવા માગે છે ખરા? શા માટે?

લીટી ૯ થી ૧૧ — કવિના હૃદયમાં સ્ત્રીનું સ્થાન કેવું છે? એ સ્થાન કોઈ પૂરી શકશે ખરું?

લીટી ૧૩ થી ૧૪ — અર્થાનુસારી વાચન અને પ્રશ્નો.
૧૩મી લીટીમાં કવિ કોને સંબોધે છે?

'મળ્યાં તુજ સમીપ' કહીને કવિ કયો પ્રસંગ યાદ કરે છે?

મૃત શરીરને શું કરવામાં આવે છે તે પૂછી 'તુજ સમીપતા....જુદાં વિષે, એ વાક્ય સમજાવવું. કવિ છેલ્લી લીટીમાં સુંદરીને અધિક ભવ્ય અને મંગલ કેમ કહે છે?

અહીં 'સુંદરી' શબ્દનો પ્રયોગ હેતુપૂર્વક થયો છે તે સમજાવવું. છેલ્લાં સૌંદર્ય અને જગતદર્શન પછી કવિના હૃદયમાં કઈ વસ્તુ રહી જાય છે?

રંગદર્શન

છંદ–પૃથ્વીસૉનેટ લીટી ૧૪. — કાવ્યમાં કેટલી લીટીઓ છે? પ્રાસનો મેળ કેવો છે? છંદ કયો છે? કાવ્યનો

કાવ્યનું માધુર્ય — અર્થ સરળ ક્યારે બને છે—લયાનુસાર વાચનથી' કે અર્થાનુસાર વાચનથી?

લીટી ૧થી ૮ની રચનામાં કઈ ધ્યાન ખેંચે એવી જણાય છે? સૌંદર્યને સ્પર્શ કરવાથી દુષિત થાય છે. આખા કાવ્યની હૃદય ઉપર શી અસર થાય છે?

સૌંદર્ય હમેશાં જ ભવ્ય હોય છે.

ગૃહપાઠ

"સૌંદર્યા વેડફી દેતાં, ના ના સુંદરતા મળે,
સૌંદર્ય પામતાં પ્હેલાં સૌન્દર્ય બનવું પડે."

—કલાપી

"સ્મરણ સ્નેહીનાં અંતરે છુપ્યાં.
પ્રગટ તે થતાં મધ્યરાત્રિએ,
ઉશીકું એકલું સાક્ષી અશ્રુની,
જગત જાણશે દુઃખ તો ગયું."

—રમણલાલ વ. દેસાઈ

ઉપર લખેલી કંડિકામાં અને 'છેલ્લુ દર્શન'ના કાવ્યમાં કાંઈ સામ્ય હોય તો તે બાળકોને વિચારવા કહેવું.

## છેલ્લું દર્શન

ધમાલ ન કરો જરાય, નહિ નેન ભીનાં થશે,–
ઘડી બે ઘડી જે મળી–નયનવારિ થંભો જરા,–
કૃતાર્થ થઈ લો, ફરી નહિ મળે જ સૌન્દર્ય આ,
સદા જગત જે વડે હતું હસન્તું માંગલ્ય કો.
ધમાલ ન કરો, ધરો બધી સમૃદ્ધિ માંગલ્યની,
ધરો અગર દીપ, ચંદન-ગુલાલ ને કુંકુમ;
ધરો કુસુમ શ્રીફ્લો, ન ફરી જીવને આ થવો,
સુયોગ અણુમૂલ સુંદર સુહાગી માંગલ્યનો.
ધમાલ ન કરો, ન લો સ્મરણ કાજ ચિહ્નને કશું,
રહ્યું વિકસતું જ અન્ત સુધી જેહ સૌન્દર્ય તે;
અખંડ જ ભલે રહ્યું, હૃદયસ્થાન તેનું હવે,
ન સ્સ્મરણ વા નકો સ્વજન એ કદી પ્રશે.
મળ્યાં તુજ સમીપ અગ્નિ, તુજ પાસ જૂદાં થિયેં,
કહે અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી?

રામનારાયણ પાઠક

[ 'શેષનાં કાવ્યો' ]

શિક્ષકઃ— તાઃ—

ધોરણઃ—ત્રીજું સમયઃ—

વિષયઃ—ગૂજરાતી

સામાન્ય હેતુઃ—ભાવપૂર્વક વાંચતાં શીખવી ભાષાજ્ઞાને આપવાનો.
વિશેષ હેતુઃ—મેઘાણી કૃત "આનું નામ તે ધણી" નામની વાર્તા શીખવવાનો.

| વિષય | શૈલી |
|---|---|
| પ્રસ્તાવઃ— આદર્શ રાજા કોણ હોય તે વિષે પ્રશ્નો. 'પ્રજાનું હિત વિચારે તે સારો રાજા' | કેવો રાજા હોય તો આપણે એને સારો રાજા કહીએ ? ગૂજરાત કે હિંદમાં થઈ ગયેલા એવા કોઈ સારા રાજાનું નામ તમે જાણો છો ? |

હેતુ નિવેદનઃ—શ્રી. મેઘાણી કૃત આવી એક સારા રાજાની વાર્તા 'આનું નામ તે ધણી' આજે આપણે શીખીશું.

વસ્તુ નિરૂપણઃ—

૧ આદર્શવાચન :- શિક્ષક બાળકને પાઠ વાંચી સંભળાવે છે.
૨ શાન્તવાચન :- બાળકો પાઠ વાંચે છે.
૩ હેતુપ્રશ્નો :- (૧) ગાડાનુ પૈડું ખાડામાં પડયું ત્યારે જગા પટેલને કોણે મદદ કરી ?
(૨) શા માટે જગાપટેલ ગામ છોડી ચાલ્યા જતા હતા ?

૪ ચર્ચા :-

| | |
|---|---|
| | વાર્તાની શરૂઆત કઈ ઋતુમાં થાય છે ? |
| બાજરો | પટેલે ખેતરમાં શું વાવ્યું હતું ? |
| રૂપની ધારાઓ | વાવલનારીઓનો પોશાક કેવો હતો ? |
| ઢોળાતી હતી | તેને માટે લેખક કયા શબ્દો વાપરે છે ? |
| મીટ માંડીને જોવું. | કોણ મીટ માંડીને જોઈ રહ્યું હતું ? |
| લીલવણી બાજરો | બાજરો કેવો હતો ? |
| એટલો મારો | બાજરો જોઈને પટેલને શી ઈચ્છા થઈ ? |
| સુવાંગ રે'શે | આખું ગાડું કેમ ભરવાની ઈચ્છા થઈ ? |
| | ગાડું ગામને પાદરે કેમ ફસાઈ પડ્યું ? |
| | પટેલે ગાડું પાછું કેમ ન વાળ્યું ? |
| છછુંદર ગળ્યા જેવી સ્થિતિ | તેમની સ્થિતિ કેવી થઈ ? |
| ગરજવાનને | સામેથી કોણ આવતું હતું ? |
| અક્કલ ન હોય | તેમને જગા પટેલે શું કહ્યું ? |
| બુકાની | દરબારે શું પહેર્યું હતું ? |
| | કોણ ગરજવાન હતું ? |
| | દરબારે પોતાની ઓળખાણ જગા પટેલને કેમ ન આપી ? |
| દરિયાવ દિલ | દરબારનું દિલ કેવું હતું ? |
| | લગ્ન પ્રસંગે દરબારે ગોદડાં ખાટલા મંગાવ્યાં, ત્યારે પટેલે શો જવાબ આપ્યો ? |
| ઉચાળા ભર્યા | આખરે પટેલે શું કર્યું ? |
| "જે ધણી કેડનો, [illegible] | જ્યારે પટેલ ઘરસામાન સહિત જતા [illegible] દરબારે શું કર્યું ? |

ભરતિયું વળાવે,
તેવો ધણી ગોતજો,
હો !"

| | |
|---|---|
| તમે અમારા સોનાનાં ઝાડવાં છો. | પટેલને શા માટે કહ્યું 'તમે અમારાં સોનાનાં ઝાડવાં છો ?' |
| | શા માટે કાનમાં કહ્યુ ? |
| પટેલે જવાનુ માંડી વાળ્યુ. | આ શબ્દોની પટેલ ઉપર શી અસર થઈ ? |
| સંકલન:- | આ વાર્તા બીજી રીતે પૂરી કરી શકાય ખરી કે ? |
| | આ વાર્તા વાંચી ગામના દરબાર વિષે તમે શો અભિપ્રાય બાંધ્યો છો ? |
| | આ વાર્તામાં કાઠિયાવાડી શબ્દો ઘણા છે, તે કાઢી તમે તેને બદલે શુદ્ધ ગુજરાતી શબ્દો લખો. કયા કયા શબ્દો કાઢી નાંખશો ? |
| | "જે ધણી કેડનો ટેકો દઈ આજરાનુ ભરતિયુ વળાવે, તેવો ધણી ગોતજો, હો !" આ વાક્યની પાછળ કયો ભાવ રહેલો છે ? |
| | આ વાર્તા ઉપરથી રાજા અને પ્રજાનો સબંધ કેવો હોઈ શકે તે કલ્પો ? |

સ્વાધ્યાય'-જગા પટેલ રાચરચીલુ લઈ ગામ છોડી જાય છે. જગા પટેલનું રાચરચીલુ શું હોઈ શકે, તે વિષે બાળકોને કલ્પના કરવા કહેવું

# આનું નામ તે ધણી!

દિવાળીના દિવસો હતા; વડોદ ગામની ખળાવાડમાં ખળાં મસળી ઉપણીને તૈયાર થાતાં હતાં. જગા પટેલની વહુ–દીકરીઓ દાણા વાવલતી વાવલતી નવાં લૂગડાં અને ઘરેણાંના મનોરથમાં મહાલતી હતી. ટાઢા ટાઢા વાવડા વાતા હતા, તેમાં મોતી જેવા દાણા ભોં માથે વરસતા હતા અને વાવલનારીઓની ચૂંદડીઓના છેડા ફરકતા હતા. રૂપની ધારાઓ ઢોળાતી હતી.

શિયાળાની તડકીમાં ચળકતો, મૂઠી ફાટે તેવો બાજરો ખળામાં પડ્યો છે. જગો પટેલ પોતાના બાજરાના ગંજ સામે મીટ માંડીને જોઈ રહ્યા છે. લીલવણી બાજરો એની નજરમાં સમાતો નથી. પ્રભાતને પહોર એને પાપનો મનસૂબો ઉપડ્યો છે.

એ વિચાર કરે છે કે "અહોહો! મહેનત કરી કરીને તૂટી ગયા, મારા ભાઈયુ! આ બાજરો પાક્યો અમારા પરસેવે! અને હવે ઠાલા મફતના દરબાર પોતાનો રાજભાગ લઈ જશે!"

વળી થોડીક વાર થંભી ગયા. બાજરા સામે ટાંપી રહ્યા. ફરી વાર પેટમાંથી કૂડ બોલ્યું: "રાતમાં એકાદ ગાડી બાજરો ઘર ભેળો કરી દઉં તો એટલો મારે સુવાંગ રે'શે. રાજભાગમાં નહીં તણાઈ જાય."

અરધી રાતનો ગજર ભાંગ્યો એટલે પોતાના ભાઈ તથા સાથીને લઈને પટેલે ખળામાંથી બાજરાનું ગાડું ભર્યું. ભૂદેવો જેમ તરપીંડી જમતી વખતે પોતાની હોજરીનુ ભાન રાખતા નથી, તેમ જગા પટેલે પણ લોભે જઈ ગાડામાં હદ ઉપરાંત બાજરો ભર્યો; અને પાછલી રાતના ગાડું જોડી ઘરસણી

ચાલ્યા. સાથી ગાડું હાંકતો હતો; પોતે ગાડાની આગળ ચાલતા હતા, અને તેમના ભાઈ ગાડાની પાછળ ચાલતા હતાં.

ગામના પાદર ઢુકડા આવતાં હદ ઉપરાંત ભારને લીધે ગાડાની ધરી ગુડીઆમાંથી નીકળી ગઈ; અને ગાડાનું પૈડું ચાલતું અટકી પડયું. જગો પટેલ મૂંઝાણા. ત્રણે જણાએ મળી મહેનત તો કરી, પણ ગાડું ઊંચું થયું નહીં. ધણીની ચોરી, એટલે કોઈને મદદે બોલાવવા જાય તો છતરાયું થઈ જાય; તેમ પાછળ ખળું પણ છેટું ગયું એટલે ગાડું પાછું ખાલી પણ કરી શકાય નહીં. આમ જગા પટેલને સાપે છછુંદર ગળ્યા જેવું થયું. સવાર પડશે – અજવાળું થશે – તો ફજેતો થશે; એવી બીકમાં હાંફળાફાંફળા થાતા જગો પટેલ કોઈ વટેમાર્ગુની વાટ જોવા મંડ્યા. એવામાં ઈશ્વરને કરવું તે એના જ દરબાર – જેની ચોરી હતી તે ગજાભાઈ ગોહિલ જ પરોઢિયામાં પોતાના હંમેશના નિયમ પ્રમાણે જંગલ જવા સારુ હાથમાં પાણીનો કળશીઓ લઈ નીકળ્યા. ટાઢ પડતી હતી એટલે દરબારે મોઢે બોકાનું બાંધેલું હતું, એટલે ફક્ત દરબારની આંખો જ બહાર તગતગતી હતી.

જેવા દરબાર જગા પટેલના ગાડા પાસેથી નીકળ્યા, તેવા જ જગા પટેલે, ગરજવાનને અક્કલ ન હોય એ હિસાબે, દરબારને કોઈ વટેમાર્ગુ ધાર્યા; અને મનમાં વિચાર્યું કે આ આદમી અજાણ્યો હોવાથી ગામનાંને ખબર નહીં પડે કે હું બાજરો છાનોમાનો લઈ જાઉં છું. એવું ધારીને પોતે ઉતાવળા ઉતાવળા બોલ્યા કે "એ જુવાન! જરાક આ ગાડું સમું કરાવતો જાને."

અંધારું, ગભરામણ, અને દરબારે મોઢે બોકાનું આંધેલ! :એટલે જગા પટેલે તો દરબારને ન ઓળખ્યા; પણ દરબારે

જગા પટેલને ઓળખી લીધા. દરબાર સમજી ગયા કે "મારા રાજભાગનો બાજરો આપવો પડે એ ચોરીએ પટેલ છાનુંમાનું ગાડું ભરી લઈ જાય છે." પરંતુ દરબારે વિચાર કર્યો કે હું ઓળખાઈ જઈશ તો જગા પટેલ જેવો માણસ ભોંઠો પડશે – શરમાશે. માટે પટેલ પોતાને ન ઓળખે એવી રીતે નીચું જોઈ ગાડાને કેડનો ટેકો દઈ પૈડું ઊંચું કરાવ્યું. એટલે પટેલ ધરી નાખી, ગાડું ચાલતું કરી, રાજી થતા ઘર ભણી હાંકી ગયા.

"હશે! હોય! બિચારા રાતદિવસ ટાઢ તડકો વેઠી મહેનત કરીને કમાય અને સારો દાણો ભાળીને એનું મન કદીક બગડે તોય શું થઈ ગયું! એ પણ આપણી જ વસતિ છે ને!" આમ વિચારતા વિચારતા દરબાર ચાલ્યા ગયા.

આ વાત બન્યાને આશરે છએક માસ થયા હશે. દરબારના દરિયાવ દિલમાં ઉપરની વાતનું સ્મરણ પણ નથી. એવે સમયે દરબારમાં મહેમાનો આવેલા. હવાલદાર મહેમાનો સારુ ખાટલા ગોદડાં લેવા જગા પટેલને ત્યાં ગયો. પટેલે હા ના કરવાથી હવાલદારે જગા પટેલને કંઈક કડવું વચન કીધું, એટલે પટેલને રીસ ચડી. પોતે બોલ્યા કે "મારે આવા દરબારના ગામમાં રહેવું જ નથી."

હવાલદારે પણ તોછડાઈથી કીધું કે "ત્યારે શીદને પડ્યો છો? તને ક્યાંય બીજે મળતું નથી? હાલ્યો જાને!"

એટલે તો જગા પટેલને પગથી માથા સુધી ઝાળ લાગી ગઈ. દુભાઈને રાત્રે ગાડામાં ઉચાળા ભર્યા. દરબારને આ વાતની કશી ખબર પણ નથી, પણ વળતે દિવસ સવારે દરબાર ડેલીએ ડાયરો કરી બેઠા છે, ત્યાં જગો પટેલ પોતાનાં

બાળબચ્ચાં, રાચરચીલું અને ઢોરઢાંખર લઈ ગાડાં ભરી ડેલી પાસેથી નીકળ્યા. ગામનાં માણસો એને વારવા–મનાવવા મંડ્યાં, પણ પટેલ તો વધારે જોર કરવા મંડ્યા. દરબારને ખબર પડી, એટલે દરબારે પણ ચોપાટમાંથી નીચે ઊતરી જગા પટેલને ખૂબ સમજાવ્યા અને કારણ પૂછ્યું. જગા પટેલે ખીજાઈને કહ્યું કે "દરબાર! અમારી વહુઓ આણુંમાં જે સારાં ગોદડાં લાવી હોય છે તે યે અમે વેઠે કાઢી દઈએ, અમે ગાભા ઓઢીને આવી ટાઢમાં સૂઈ રહીએ, તો ય તમારો ત્રણ દોડકાનો હવાલદાર અમને હણડાવે ફફડાવે! એ અમને નથી પરવડતું."

દરબારે સબૂરીથી આખી વાત જાણી લીધી. ઘણા દિલગીર થયા. હવાલદારને સજા કરી. અને પટેલને કહ્યું કે "બાપ, તમે મારાં સોનાનાં ઝાડવાં છો. માફ કરો અને પાછા વળો."

પરંતુ જગો પટેલ કોઈ રીતે સમજ્યા નહીં. એટલે દરબારે જગા પટેલની પડખે ચડી કાનમાં કીધું કે "પટેલ! જાઓ તો ભલે જાઓ; પણ જે ધણી કેડનો ટેકો દઈ બાજરાનું ભરતિયું વળાવે, તેવો ધણી ગોતજો, હો!"

આટલું કહી દરબાર તો ડેલીએ ચાલ્યા ગયા. પણ આંહી પટેલના હાડેહાડમાં ધ્રૂજારો છૂટ્યો. પટેલથી કાંઈ બોલાયું નહીં. મનમાં એક જ વાત બોલાઈ ગઈ કે "આનું નામ તે ધણી! જે ધણીની મેં ચોરી કરી હતી તે જ ધણી ચોરીમાં મદદ કરે, અને મારી આબરૂને ખાતર મને માફ તો કરે, પરંતુ એ વાતમાં યે હું ભોંઠો પડું એ દયાથી મને ખાનગીમાં પણ ઠપકો નહીં! અરે, આવો ધણી મને બીજે ક્યાં મળે?" એમ વિચારીને પટેલે ગાડાં ફેરવ્યાં.

તેના વંશજો હાલ પણ આ ગામમાં રહે છે. આ વાતને આશરે પોણોસો વરસ થયાં હશે. —મેઘાણી

શિક્ષકઃ— તાઃ—

ધોરણઃ—ચોથું સમયઃ—

વિષયઃ—ગૂજરાતી (કાવ્ય)

સામાન્ય હેતુઃ—રસવૃત્તિ કેળવી કાવ્યની મઝા માણવાનો.
વિશેષ હેતુ—શ્રી. મુરલી ઠાકુર કૃત. 'મશાણ' કાવ્ય શીખવાનો.

| વસ્તુ | શૈલી |
|---|---|
| પ્રસ્તાવઃ— મશાણનું આલેહુબ વર્ણન | શિક્ષકે વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછી સ્મશાનનો ખ્યાલ આપવો. |

હેતુ નિવેદનઃ—આજે આપણે 'મશાણ'નું કાવ્ય વાંચીશું.

વસ્તુ નિરૂપણઃ—

| | |
|---|---|
| ૧. આદર્શ વાચન | શિક્ષકનું અર્થાનુસાર વાચન. |
| ૨. શાન્તવાચન | વિદ્યાર્થીઓનું શાન્તવાચન |
| હેતુ પ્રશ્નોઃ | કવિ શા માટે સ્મશાનભૂમિને પ્રિય ગણે છે ? |

ચર્ચાઃ—

| | |
|---|---|
| લીટી ૧થી ૧૦ | સ્મશાનભૂમિ કેવી દેખાય છે ? કવિ તેને 'ઉરડંખતી' કેમ કહે છે ? |
| સ્મરણમાં ઊઠે સ્વજનની ચિતા ધીખતી | કવિને શું યાદ આવે છે ? (બાળકોને તે લીટી વાંચી બતાવવા કહેવું) |

| | |
|---|---|
| દૂર-સમીપમાં | સાંજે સ્મશાનમાં કોના અવાજો સંભળાય છે? ક્યાં સંભળાય છે? |
| | 'અજંપક્રૂર સર્પ' કોણ? |
| | કોને 'વિષમ દંશ' દે છે? |
| સપનાં જ સંભારણાં | સ્મશાનભૂમિ જોવાથી કવિના સ્મૃતિપટ ઉપર શું તરી આવે છે? |
| | કવિ સ્વપ્નોને કોની સાથે સરખાવે છે? |
| | કવિ 'સપન' શબ્દ કેમ વાપરે છે? |
| | ખરો શબ્દ કયો? |
| | કવિને કેમ ત્યાં જવું બહુ ગમે છે? |
| સંકલન:- | સ્મશાનભૂમિનાં સ્મૃતિપટ પર આવતાં ચિત્રો કવિના શબ્દોમાં કહો. |
| | સાધારણ મનુષ્યોનો મશાણ વિષે કેવો ખ્યાલ હોય છે? |
| | મશાણ વિષે કવિ કેવો ખ્યાલ લે છે? |
| | કાવ્યમાં કેટલી લીટી છે? |
| | કેટલી લીટી સુધી અખંડ વિચાર છે? |
| | કઈ લીટીથી કવિનો વિચારપ્રવાહ બદલાયો છે? |
| સૉનેટ | આવા પ્રકારના કાવ્યોને આપણે શું કહીએ? |

વ્યક્તિગત વાચન

સ્વાધ્યાય:—બાળકોને સ્મશાનભૂમિ પર એક નિબંધ લખવા કહેવું.

## 'મશાણ'

મશાણ! ઉર ડંખતી વિજન ભોમ બિહામણી,
જ્યહાં સ્મરણમાં ઉઠે સ્વજનની ચિતા ધીખતી;
દિને ન જન કો' મળે, સમીપ વાસ ના કોઈનો,
નિશાસમય શબ્દ ઘોર જ શૃંગાલ વા શ્વાનના.
ઊડે દૂર–સમીપમાં, નિંદરસેર તૂટે કદી,
અઝંપ ક્રૂર સર્પ શો વિષમ દંશ દેતો દહે;
ચિતા સ્વજનની અને સપનશાં જ સંભારણાં,
તરે સ્મૃતિપટે બધાં નિજ વૃતાંત વિસ્તારતાં.
ઘડી મરણ, જિંદગી, સ્વજનયાદનાં તાંડવો,
અટૂલ મૃદુ ઉરના સરલ ભાવ સંહારતાં.
છતાં હું ઉરથી ચહું,—
શ્મશાનભૂમિને નમું, વિરલ શાન્તિ પામું જ્યહીં,
કદા શબ લઈ જવું, શબ થઈ કદા ત્યાં જઈ
નિરંતર લહું મીઠી સ્વજનગોદ એકાન્તમાં.

મુરલી ઠાકુર
['સફરનું સખ્ય'માંથી]

શિક્ષકઃ– તાઃ–

ધોરણઃ–ત્રીજું સમયઃ–

વિષયઃ–ગૂજરાતી (કાવ્ય)

**સામાન્ય હેતુઃ–રસવૃત્તિ કેળવી કાવ્યની મઝા માણવાનો**

**વિષય હેતુઃ–દલપતરામકૃત 'પ્રભાત' કાવ્ય શીખવવાનો.**

| વિષય | શૈલી |
|---|---|
| **પ્રસ્તાવઃ**–પ્રભાતે બાળકો શું જુએ છે તે વિષે પ્રશ્નો પૂછવા. | તમે સવારે ઊઠીને શું કરો છો ?<br>તમારા ઘરનાં વડીલો શું કરે છે ?<br>ઘરમાં સ્ત્રીઓ શું કરે છે ? |

હેતુનિર્દેશઃ–ગામડાના પરોઢિયાનું વર્ણન કવિ દલપતરામે 'પ્રભાત' કાવ્યમાં કર્યું છે, તેનો આજે આપણે આનંદ લઈશું.

વસ્તુ નિરૂપણ–

| | |
|---|---|
| ૧. આદર્શ વાચન | શિક્ષકે બાળકોને લયાનુસાર કવિતા ગાઈ બતાવવી. |
| ૨. શાન્ત વાચન | બાળકોને શાંત રીતે કવિતા વાંચવા કહેવું અને શિક્ષકે બાળકોને પડતી મુશ્કેલીઓ સમજાવવી.<br>કવિતા વાંચતી વખતે બાળકોને હેતુપ્રશ્નોના જવાબ આપવા કહેવું. |
| હેતુ પ્રશ્નોઃ– | ૧. પરોઢિયુ થયાની આપણને કેવી રીતે ખબર પડે છે ?<br>૨. સવારના પહોરમાં ગામડાંમાં કયા કયા અવાજો સંભળાય છે ? |
| ચર્ચા કડી ૧ | ઉદ્યોગી લોકો સવારમાં શું શું કરે છે ?<br>(બાળકોને ચેદમાં શું લખ્યું છે તે કહેવું) |

સુમુક્ષુ લોકો કોને કહેવા? તેઓ પોતાનું અજ્ઞાનપણું શી રીતે ઉતારે છે?

કડી ૨ પરોઢિયામાં પૂર્વ દિશામાં કયો તારો તેજસ્વી દેખાય છે?

સૂર્યનો સરદાર — સંધિ કરવા શુભ વિધિ લાવ્યો એટલે શું? કોની સાથે?

કડી ૩ સવારમાં કોણ ઝૂજે છે? પરોઢિયે ઝૂજવાનું કારણ શું? શીતળવાયુને કવિ કોની સાથે સરખાવે છે? શા માટે?

કડી ૪

ઝાકળ — ઝાડો પર સવારે શું પડેલું દેખાય છે?

નિશાસુંદરી — કવિ ઝાકળના બિંદુને કોના આંસુ માને છે? શા માટે નિશાસુંદરી આંસુ સારે છે? કુકડાઓને કવિ કોની સાથે સરખાવે છે?

નિશાનાથના વિયોગથી

કડી ૫ કુકડાઓને કેમ રવિરાયના છડીદાર ગણ્યા?

કડી ૬ ચોઘડિયાં સાંભળીને કવિને શો ભાસ થાય છે? કવિ નવા રાજ્યની ફોજ કોને કહે છે?

કડી ૭ ઘંટીનો ઘોષ તમે સાંભળ્યો છે કે? ઘંટીને કેટલાં પડ હોય?

જગતઘંટી: આકાશ – પૃથ્વી – બે પડ — કવિ આકાશપૃથ્વીને કોની સાથે સરખાવે છે?

જીવો – દાણા — એ બે પડો વચ્ચે શું દળાય છે? જગતની ઘંટીમાં દાણા કોણ છે? કવિ આમ શાથી કહે છે?

| | |
|---|---|
| કડી ૮ | તમે ઓટાદકરની દધિમંથનની કવિતા વાંચી છે? |
| ધવલા દધિને મહીં પ્રોંછિત દંડ શ્રીરે ધરીને, મૃદુ હસ્ત વિષે દૃઢ દામ ગ્રહી, દધિમન્થન સુંદરી શું કરતી. | મહિયારીઓ શું વલોવે છે? શું તારવી લે છે?<br>માખણને કવિ કોની સાથે સરખાવે છે? |
| કડી ૯ | સવારમાં શિયાળનો અવાજ શું સૂચવે છે?<br>સવારમાં વિદ્યાર્થીઓ અને ભક્તો શું કરે છે? |
| સંકલન | સવારમાં નીચેના માણસો શું કરે છે તે કહો:—<br>(૧) વિદ્યાર્થી<br>(૨) ઉદ્યોગીજનો<br>(૩) મહિયારી<br>પ્રભાતમાં કેવો પવન વાય છે?<br>તરુવરોએ શો શણગાર સજ્યો છે?<br>ઝાકળનાં બિંદુ જોઈ કવિને કેવો ભાસ થાય છે?<br>સૂર્યના છડીદાર કોણ છે? |

સમૂહવાચન

વ્યક્તિગત વાચન

ગૃહપાઠ:—'પ્રભાતદર્શન'નું ચિત્ર બાળકો પાસે ચિતરાવવું અને તેમાં કવિએ બતાવેલી ભાવનાનો ઉપયોગ કરવો. દા. ત. કુકડા, રવિરાયની પધરામણી, શુક્રનો તારો, મહી વલોવતી મહિયારી અને ઘંટી ફેરવતી સ્ત્રી.

## પ્રભાત

ઘંટાતણા ચાર ટકોર વાગ્યા,
ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતિ ચાર તણા ઉચારે,
મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે.

પૂર્વે ઉગ્યો શુક્રતણો સિતારો,
તેજસ્વી તે શોભિત શ્રેષ્ઠ સારો;
શું સૂર્યનો તે સરદાર આવ્યો,
સંધિ કરાવા શુભ વિધિ લાવ્યો.

પરોઢિયે શીતળ વાયુ વાય,
તેથી પડે ટાઢ અને ધ્રુજાય;
કુરાજ્યમાં જેમ જનો ન જપે,
બીકે બધા લોકની કાય કંપે.

પરોઢિયે ઝાકળ તો પડે છે,
ભીનાં થયેલાં તરૂ તે વડે છે;
જાણે નિશાસુંદરી છાંડી ધીર,
રોઈ ધરાવે નિજ નેણુ નીર.

કૂકૂ સ્વરો કુકુટ તો કરે છે,
સર્વત્ર જેના સ્વર સંચરે છે;
જાણે રવિરાય પધારનારો,
તેના છડીદાર તણા ઉચારો.

વાજે રૂડાં ચોઘડિયાં નગારાં,
જે લોકને નિત્ય જગાડનારાં;
જાણે નવા રાજ્યની ફોજ આવે,
તેની ખડી નોબત આ બજાવે.

ઘંટીતણા ઘોષ ઘણાક થાય,
દાણા પડ્યા બે પડમાં દળાય;
આકાશ પૃથ્વી પડ બે પ્રમાણો,
જીવો પડ્યા તેમ દળાય જાણો.

મહી વલોવે મહિયારી નારી,
તજી બીજું માખણ લે ઉતારી;
તે જેમ સુજ્ઞો સુણી શાસ્ત્રબોધ,
તજે બીજું સંઘરી સાર શોધ.

સીમા ભણી શબ્દ કરે શિયાળ,
કાને પડે ઘોષ ઘણા કરાળ,
જાણે નિશાની યમુને જણાવે,
નાસો હવે સૂર્યનુ સૈન્ય આવે.

વિદ્યારથી પાઠ ઊઠી કરે છે,
જાણે રવિના જશ ઊચરે છે,
પ્રભાતિયાં ગાય સુભક્ત પ્રીતે;
જાણે રવિના ગુણ ગાય પ્રીતે

દલપતરામ

શિક્ષકઃ— તાઃ—

વિષયઃ—ગુજરાતી (નિબંધ) સમયઃ—૪૦ મિનિટ

**સામાન્ય હેતુઃ—ગુજરાતી ભાષા અને સાહિત્યમાં વિદ્યાર્થીઓને રસ લેતા કરવાનો.**

**વિશેષ હેતુઃ-નિબંધલેખન**

**શિક્ષણ સાહિત્યઃ—કાળું પાટિયું, નિબંધની છાપેલી નકલો.**

| વસ્તુ | પદ્ધતિ |
|---|---|
| વિષય પ્રવેશઃ— કોઈ 'મહાન પુરુષ' કયા 'મહાન કાર્ય'ની સ્મૃતિમાં ઉત્સવો ઉજવાય છે. હનુમાન જયંતી, રામનવમી, બુદ્ધ જયંતી, કૃષ્ણ જયંતી વગેરે | શરૂઆતમાં રવિવાર સિવાય નિશાળમાં રજાઓ ક્યારે પડે છે તે પૂછી ઉત્સવ વિષે વાત કઢાવવી. ઉત્સવોનાં નામો લેવડાવવાં ને તે પછી તેનો હેતુ કઢાવવો. આ ઉત્સવોમાં મહાન પુરુષોનાં નામ જોડાયેલાં હોય એવા ઉત્સવો કયા કયા છે? રામનવમી, હનુમાન જયંતી વગેરે ઉજવવા માટે કાકા કાલેલકરે કયા વિચારો દર્શાવ્યા છે તે પૂછવું. |

હેતુ નિર્દેશઃ—આજે આપણે 'કૃષ્ણ જયંતી'ના ઉત્સવ વિષે વાર્તાલાપ કરીશુ, ને તે પરથી એક ટૂંકો નિબંધ તૈયાર કરીશું.

| | |
|---|---|
| વસ્તુ નિરૂપણઃ— | કાળા પાટિયા પર શિક્ષકે 'કૃષ્ણ જયંતી' લખવું |
| કૃષ્ણ જયંતી | પ્રશ્નોદ્વારા શિક્ષકે નિબંધની હકીકતો વિદ્યાર્થીઓ પાસે કઢાવવી અને |

તેની રૂપરેખા કાળા પાટિયા પર લખતા જવું. વિદ્યાર્થીઓને તે ઉતારવા કહેવું.

કૃષ્ણ જન્મ વિષેઃ—

| | |
|---|---|
| ૧ જન્મ—મથુરા— હજારો વર્ષ પહેલાં શ્રાવણ વદ ૮— મધરાત — હિંદુઓનો ઉત્સવ. | ૧ કૃષ્ણનો જન્મ આશરે કેટલા વર્ષ પહેલાં થયો હતો? કયા ગામમાં? કઈ તિથિએ? કયા સમયે? તેમના પિતાનું નામ શું હતું? જન્મતાં જ કોઈ અગત્યનો બનાવ બનેલો ખરો? (કૃષ્ણજન્મ વિષે ચર્ચા) |
| | જન્માષ્ટમી કઈ તિથિએ ઊજવાય છે? કઈ પ્રજા કૃષ્ણ જયંતી ઉજવે છે? |

કૃષ્ણ જીવન

| | |
|---|---|
| ૨ આ પ્રજાપીડક મામા કંસનો નાશ, રાક્ષસોનો નાશ, મલ્લ કૃષ્ણ. | ૨ કંસ અને તેના અત્યાચારો વિષે વાત પૂછવી અને તેનો નાશ કેવી રીતે થયો તે કહાવવું. |
| આ અર્જુનના મિત્ર અને સલાહકાર— પાંડવોને યુદ્ધમાં વિજય અપાવ્યો | કૃષ્ણનો ખાસ મિત્ર અને ભક્ત કોણ એ કહી અર્જુન અને કૌરવ—પાંડવના યુદ્ધ વિષે પૂછવું. |
| ૬ ભગવદ્‌ગીતા — તત્વજ્ઞાની કૃષ્ણ, આખી દુનિયામાં ગીતાનાં ભાષાન્તરો | 'ભગવદ્‌ગીતા' વિષે વાત કઢાવવી. કૃષ્ણે તે ઉપદેશ કોને કેવી રીતે કર્યો તે પૂછવું તથા સમજાવવું. |

| | |
|---|---|
| ૩ જન્માષ્ટમી મંદિરો–મેળાઓ–જુગાર–રમતો–ઉપવાસ – નાટક સિનેમા–આળસ–કૃષ્ણલીલાઓ – વિવેકહીન ખર્ચ. મારો પોતાનો અનુભવ. | ૩ આજે કૃષ્ણજયંતી કેવી રીતે ઊજવાય છે તે વિષે વાતચીત. તમે પોતે ગઈ જયંતી કેવી રીતે ઊજવી તે પૂછવું. |
| ૪ કૃષ્ણ જયંતી ઉજવવાની રીત– વ્યાયામપ્રચાર – લોકસેવા –શાંતિ–પ્રચાર – ગીતાનો અભ્યાસ – કૃષ્ણ–ચરિત્રની કથાઓ–વ્યાખ્યાનો-ભજન-કીર્તન – ઉપવાસ – ઈશ્વરચિંતન. | ૪ કૃષ્ણ જયંતી ઊજવવાની આદર્શ રીત કેવી હોવી જોઈએ તે વિષે પ્રશ્નો. કૃષ્ણના મલ્લયુદ્ધની વાત કહી વ્યાયામ-પ્રચાર શબ્દ કઢાવવો. તે રીતે બીજી બધી આણતો. |
| ૫ ઉપસંહારઃ— કંઈ શીખીએ નહિ તો ઉત્સવ આવ્યો જ નથી એમ સમજવું. | ૫ દર વર્ષે આવા ઉત્સવો આવે છતાં આપણે તે નકામા જવા દઈએ છીએ. કશું શીખીએ, કરીએ તો કેવું લાગે ? |
| પુનરાવર્તન.– | કૃષ્ણજયંતી વિષે વર્ણન, કંડિકાવાર પ્રશ્નો પૂછવા. કાળા પાટિયાં પરની રૂપરેખા પરથી જવાબ આપવા કહેવું. |

સ્વાધ્યાયઃ— કાળા પાટિયા પરનું લખાણ ભૂંસી નાખવું. ત્યાર પછી શિક્ષકે નમૂનાનો તૈયાર કરેલો નિબંધ વિદ્યાર્થીઓને આપવો. નિબંધ એક બે વાર શિક્ષકે વાંચવો.

· વિદ્યાર્થીઓને પોતાની જ ભાષામાં, પોતાની જ ઢબે એક નિબંધ લખી લાવવા કહેવું.

## કૃષ્ણ જયંતી

"સેંકડો બલકે હજારો વર્ષ પહેલાં મથુરાનગરીમાં એક શ્રાવણ વદી આઠમની મધરાતે કૃષ્ણનો જન્મ થયો હતો. કૃષ્ણનો મામો રાજા કંસ મહા દુષ્ટ હતો, તેથી પિતા વસુદેવ કૃષ્ણને રાતોરાત ગોકુલ લઈ ગયા હતા. આ દિવસને આજે પણ હિંદુઓ જન્માષ્ટમી તરીકે ઊજવે છે.

કૃષ્ણ ભારતવર્ષના એક મહાપુરુષ હતા. મથુરાનો રાજા કંસ તેમનો મામો હતો, પણ તે પ્રજાપીડક હતો, તેથી કૃષ્ણે તેનો નાશ કર્યો હતો. બીજા અનેક દુષ્ટો ને અધમ માણસોનો તેમણે પોતાના પરાક્રમથી નાશ કર્યો હતો.

કૃષ્ણ હમેશાં ધર્મ અને ન્યાયને માર્ગે ચાલનારા હતા, તેથી જ પાંડવકૌરવની લડાઈમાં તેમણે ગરીબ પાંડવોનો પક્ષ લીધો હતો. તેમની જ મદદથી પાંડવો એ યુદ્ધમાં વિજયી નીવડ્યા હતા.

કૃષ્ણ મહાન જ્ઞાની હતા. તેમણે વેદાંતશાસ્ત્રોનો સુંદર અભ્યાસ કર્યો હતો. તેમનો ઉપદેશ શ્રીમદ્ ભગવદ્ગીતારૂપે આજે પણ આપણી આગળ મોજૂદ છે. ગીતાનું ભાષાન્તર આજે દુનિયાની દરેક ભાષામાં થયું છે, ને ગથે, કાર્લાઇલ,

ટૉલ્સ્ટૉય, થૉરી જેવા જગતના મોટા મોટા પંડિતો ને વિચારકો ગીતાના તત્ત્વજ્ઞાન પર મુગ્ધ બની ગયા છે.

આવા પરાક્રમી, તત્ત્વજ્ઞાની અને લોકહિતસ્વી યુગપુરુષ કૃષ્ણનો જન્મોત્સવ ખૂબ ધામધૂમથી દર વર્ષે ઊજવવો જોઈએ એમાં શંકા નહિ, પણ આજે તો સાપ ગયા ને લીસોટા રહ્યા એની પેઠે આપણા ઉત્સવોમાંથી પ્રાણ ચાલ્યા ગયા છે. આજે આપણે કૃષ્ણનો જન્મોત્સવ કેવી રીતે ઊજવીએ છીએ? આપણે એ દિવસે ઉપવાસ કરીએ છીએ, પણ રોજ કરતાં વધારે ઠાંસીઠાંસીને મેવા મીઠાઈ ખાઈએ છીએ! એ આનંદના દિવસે આનંદ કેવી રીતે કરવો તેનું આપણને ભાન નથી, તેથી ચોપાટ કે પત્તા રમીએ છીએ, નાટક–સિનેમા જોવા જઈએ છીએ! એ દિવસે ઠેરઠેર જુગારના મેળાઓ ભરાય છે, જાણે જન્માષ્ટમી એટલે જુગારનો તહેવાર! એ દિવસે મંદિરોમાં આપણે અમથી અમથી દોડાદોડ ને ધમાધમ કરીએ છીએ! કૃષ્ણલીલાને નામે અનેક અર્થ વગરની મૂર્ખાઈઓ ચલાવીએ છીએ, શેરીઓમાં કોલાહલ, ધમાચકડી ને મારામારી સુદ્ધાં કરીએ છીએ, ગંદવાડ પણ એટલો કરીએ છીએ કે જોઈને ત્રાસ છૂટે!

કૃષ્ણ જેવા યોગી, પરાક્રમી ને તત્ત્વજ્ઞાની મહાપુરુષની જયંતી કૃષ્ણને શોભે એવી રીતે ઊજવવી જોઈએ. કૃષ્ણ પરાક્રમી હતા, વીર હતા, બળવાન હતા–આપણે એમના જન્મદિવસે વ્યાયામનો પ્રચાર કરવા મથવું જોઈએ. કૃષ્ણ લોકહિતાર્થે જીવતા હતા, આપણે પણ એમની પેઠે લોકહિતનું કામ ઉપાડી લેવું જોઈએ. દીન, દુઃખી, ગરીબ, અને તરછોડાયેલાં લોકોની સેવામાં દિવસ કાઢવો જોઈએ. કૃષ્ણ મહા તત્ત્વજ્ઞાની હતા, આપણે પણ એમના એ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા

પ્રયત્ન કરવો જોઈએ, ને એમનો ઉપદેશ જીવનમાં ઉતારવો જોઈએ. કૃષ્ણ યુગપુરુષ હતા, આપણે એવા યુગપુરુષનું યશસ્વી જીવનચરિત તે દિવસે સાંભળવું જોઈએ, ઠેરઠેર કૃષ્ણજીવનની કથાઓ ને આખ્યાનો થવાં જોઈએ, ઇશ્વરભજન ને કીર્તન થવાં જોઈએ, અને એમાં નાનાં મોટાં, ગરીબ ને શ્રીમંત સૌએ ભાગ લેવો જોઈએ. આવી રીતે જયંતી ઊજવીએ તો જ તે ઊજવી કહેવાય.

વર્ષે વર્ષે કૃષ્ણજયંતી આવે છે ને જાય છે, પણ જો આપણે એમાંથી કશું શીખીએ નહિ, ને તેવા ને તેવા રહીએ તો કૃષ્ણ-જયંતી આપણે માટે આવી કે ન આવી એ બધું સરખુંજ છે!"

* * *

શિક્ષકઃ— તા.

વિષયઃ—ગુજરાતી (નિબંધ) સમયઃ—૪૦ મિનિટ

ધોરણઃ—છઠ્ઠું

હેતુઃ—શ્રી. નવલરામ ત્રિવેદીના "ડાબો હાથ" નામના નિબંધ વિષે બાળકો સાથે ચર્ચા.

| વિષય | શૈલી |
|---|---|
| વિષય પ્રવેશઃ— જ્યોતીન્દ્ર દવે — જીભ. દૂરકાળ — દાતણ | શિક્ષકે હળવા વિષય પર લખાતા નિબંધ વિષે દૃષ્ટાંતો આપવા. |

હેતુ નિર્દેશઃ—આપણે એવો જ એક હળવો વિષય "ડાબો હાથ" લઈ તેનો વિચાર કરીએ.

| | |
|---|---|
| મુખ્ય વિષયઃ- | શિક્ષકે વિદ્યાર્થીઓને આપેલા વિષય પર વિચાર કરવા કહેવું. |
| | ચર્ચાઃ- |
| જમણા પગ જેટલું જ ડાબા પગ પાસે— સૌંદર્યપાન કરવામાં જમણી આંખ જેટલી જ ડાબી આંખ ઉપયોગી—વગેરે— | ૧ ડાબા હાથનું શરીરમાં સ્થાન. શરીરના બીજાં ડાબાં અંગો જોડે સરખામણીદ્વારા સ્થાન નક્કી કરવું—યોગ્ય પ્રશ્નો પૂછી. |
| દાન કરવામાં, લખવામાં, લગ્નમાં, જમવામાં, વિદાય દેતી વખતે, કુમકુમનો ચાંલ્લો કરવામાં. | ૨ ડાબો હાથ ક્યાં ક્યાં અને ક્યારે ક્યારે ઉપયોગમાં આવતો નથી, એ પ્રશ્નોદ્વારા બાળકો પાસે કઢાવવું. |
| અપમાનસૂચક – અપશુકનિયો. | ૩ શા માટે ઉપયોગ નથી કરતા? ડાબા શબ્દના પ્રયોગમાં જ તિરસ્કાર રહેલો છે તેનો ઉલ્લેખ. |
| સંસ્કૃત ભાષામાં ડાબાને વામ કહે છે. વામ એટલે આડકતરો. શ્રી મહાદેવ દેશાઈ ગાંધીજીના જમણા | ૪ શા પરથી અપમાનસૂચક છે, એમ કહો છો? |

હાથ છે એમ કહીએ છીએ. તમને જો તમારા ભાઈ જોડે ન બનતું હોય તો તેને ડાબો કરી મૂકો.

અંગ્રેજી ભાષાએ પણ કરેલો અન્યાય. Left એટલે તજી દીધેલું. Left handed compliments, Left handed marriage. મા-બાપો પણ બાળકોને જમણા હાથથી જ જમવા કહે છે. શિક્ષકો પણ શું કહે છે?

ટેવ

૫ આ અન્યાયનું કંઈ કારણ ખરું?

શક્તિ એવડી

૬ ઉપયોગથી થતા ફાયદા.

ગાંધીજી ડાબા હાથથી લખી શકે છે, તેનો ઉલ્લેખ—

ડાબા હાથથી બોલ ફેંકીએ છીએ તે અને રમીએ છીએ, તેનો પણ ઉલ્લેખ.

સંકલનઃ— 'કેતકીનાં પુષ્પો'માંથી છપાવેલા 'ડાબા હાથ'ના નિબંધના કાગળોની વહેંચણી અને વિદ્યાર્થીઓનું મૂકવાચન.
થઈ ગયેલા વિષય પર ચર્ચા.

સ્વાધ્યાયઃ— વિદ્યાર્થીઓને નિબંધ લખી લાવવા કહેવું.

## પાટિયા પરની નોંધ

### ડાબો હાથ

(૧) ડાબા હાથનું શરીરમાં સ્થાન – શરીરનાં બીજાં ડાબાં અંગો જોડે સરખામણી.

(૨) ડાબા હાથનો ઉપયોગ ક્યાં નથી થતો ?:—દાન કરવામાં, લખવામાં, લગ્નમાં....

(૩) ડાબા હાથને થયેલો અન્યાય – સંસ્કૃત ભાષા તરફથી, અંગ્રેજી ભાષા તરફથી, માબાપો તથા શિક્ષકો તરફથી.

(૪) ઉપયોગથી થતા ફાયદાઃ—શક્તિ ખેવડી....

## ડાબો હાથ

કહેવાય છે કે આ જમાનામાં એવું એક પણ દુઃખ નથી કે જેનો ઉપાય ન હોય. તે સાચું હોય કે નહિ, પણ આટલું તો ચોક્કસ છે કે નાનું કે મોટું, ખરું કે ખોટું દુઃખ જો દર્શાવવામાં આવે તો તેને માટે જીભ અને કલમ ચલાવનારાઓનો આ 'સમયમાં તોટો નથી. કારણ, પ્રકાશ એ જ જીવન છે અને આ કાળમાં "પ્રકાશમાં" આવવાનું કામ અતિ કઠિન થઈ પડયું છે. એટલે

વસ્ત્રો ફાડો, ઘડો ફોડો, સ્વારી રાસભની કરો;
ગમે તેમ કરી ભાઈ, પ્રસિદ્ધિ–સુંદરી વરો.

એ સૂત્રનો ઉપયોગ મોટા પાયા ઉપર થવા લાગ્યો છે. દુઃખના જ નહિ પણ અન્યાયના અને બેદકારીના ભોગોની વગર પૈસે વકીલાત કરનારાઓ રસોઇયા, હજામ કે પટાવાળાની માફક ખોળવા જવા પડે તેમ નથી. નવું કરી બતાવવાની વૃત્તિ ઉપરાંત સ્વાર્થ, વહેમ વગેરે કારણો પણ માણસને "ગરીબનો બેલી" અથવા "ભાંગ્યાનો ભેરૂ" થવા પ્રેરે છે. આપણે ઇતિહાસના અન્યાયો દૂર કરવા કમ્મર કસીએ છીએ. હેસ્ટીંગ્સે બિલકુલ જુલમ કર્યો જ નથી એમ સાબિત કરનારું એકેય પુસ્તક તમે નથી જોયું? કલાઈવે ખોટી સહી કરી સામ્રાજ્યની મહાન સેવા બજાવી હતી એમ તમે ક્યાંઈએ નથી વાંચ્યું? પ્રાણીઓ તરફ જોઈએ તો કીડી અને મંકોડા પાછળ જૈનો હજારો રૂપિયા ખર્ચે છે. એક કાઠિયાવાડી નવાબ સાહેબે હમણાં જ કુતરા–કુતરીની શાદી બડી ધામધુમથી કરી, અને તેમનું જોઈ એક કાઠી રાજાએ ભૂંઠણનું કન્યાદાન આપવાનો લહાવો લીધો. બાળકોનાં દુઃખો, સ્ત્રીઓનાં દુઃખો, એ સર્વની વકીલાત કરનાર પત્રો અને લેખો મળી આવે છે. પણ એક વસ્તુ મારા જોવામાં એવી આવી છે કે જેનો પક્ષ કરનાર હજુ સુધી કોઈ મળી આવ્યું નથી. ઘરડાથી જુવાન પર્યંત, ગરીબથી તવંગરલગી, સીદીથી ગોરા સુધી દરેક માણસનું હિત જેના હિતમાં સમાયેલું છે એવો, સર્વનો સદાનો સાથી, સ્ત્રીઓ અને પુરુષોને સરખો ઉપયોગી, મારો અસીલ જ માત્ર એવો છે કે જેનો ભાવ હજુ સુધી કોઈએ પૂછયો જ નથી. કોઈને લંબાણ લાગે તે પહેલાં હું કહી દઉં છું કે મારી જુંબેશ ડાબા હાથ માટે છે.

બીજા કોઈ પણ અંગ કરતાં શરીરના આ ભાગ પ્રત્યે જ આટલી બધી બેદરકારી શા માટે રાખવામાં આવતી હશે? આપણે ડાબી અને જમણી આંખની વચ્ચે કંઈ પણ તફાવત રાખતા નથી. જમણી આંખથી જેવું દેખાય છે, તેવું જ ડાબી આંખે પણ ભળાય છે. સુંદરીના અથવા પ્રકૃતિના સૌંદર્યનું પાન કરવામાં જેટલી કુશળતા જમણી આંખ ધરાવે છે તેટલી જ કુશળતા ડાબી આંખમાં પણ છેઃ જમણા કાનની માફક જ ડાબો કાન પણ સંગીતધ્વનિ ઝીલી શકે છેઃ "ઑટો દિલબહાર" અથવા "ઑટો પરસ્તાન"ની "ખુશબોદાર લિજ્જત" ભોગવવાને માટે જમણા નસકોરાના જેટલુ જ ડાબું નસકોરું પણ શક્ત છે. ચાલવામાં જેટલુ કામ જમણો પગ કરે છે તેટલું જ ડાબો પગ પણ કરે છે તો પછી જમણા હાથ અને ડાબા હાથ વચ્ચે આટલો તફાવત કેમ? હું દૃઢતાપૂર્વક માનું છું કે આ કૃત્રિમ છે, અને કુદરતને તેની સાથે કાંઈ પણ સંબંધ નથી. ખરી વાત છે કે કેટલાક ડાકટરો કહે છે કે હૃદયનું સ્થાન ડાબી બાજુએ હોવાથી આપણે ડાબો હાથ બહુ વાપરવો જોઈએ નહિ; કારણ તેથી હૃદયને થાક લાગે છે. આ વાત માનવા હું તૈયાર છું, પણ મને ડાકટરોએ સાબિત કરી આપવું જોઈએ કે આ દલીલ ડાબા પગનો ઉપયોગ કરવા સામે પણ લાગુ પડે છે. પણ ડાકટરો આટલી હદ સુધી જતા નથી, માટે તેમના શરીરવિજ્ઞાનના જ્ઞાન પ્રત્યે સંપૂર્ણ માન ધરાવીને હું તેમને જણાવવાની રજા લઉં છું કે ડાબો હાથ ફક્ત પાયા વિનાની ભ્રાન્તિનો ભોગ થઈ પડેલ છે.

આ અતિશય અવમાનિત અવયવનું સંસ્કૃત નામ તેને થયેલ અન્યાયનું સૂચક છે. તેને **વામ** કહેવામાં આવે છે. **વામ** એટલે આડફેટો, આડકતરો, indirect, subordinate. જમણો મુખ્ય ને ડાબો તેનો મદદનીશ, તાબેદાર, સેવક, ગુલામ.

અંગ્રેજીમા કહેવત છે Give a dog a bad name and then hang him, તે પ્રમાણે અથવા આપણી કહેવત "ગરીબકી જોરુ સબકી ભાભી" તે પ્રમાણે, અથવા બન્નેના સરવાળા પ્રમાણે, બિચારા ડાબા હાથને **વામ** નામ મળ્યા પછી **વામ** શબ્દ એટલો હલકો પડી ગયો કે ગમે તેવી નીચ અને દુષ્ટ વસ્તુને માટે વપરાવા લાગ્યો વામમાર્ગ એટલે અર્વાચીન ચાર્વાકપથ વળી **વામ** એટલે કાલિદાસના શબ્દોમા **કુલસ્યાધય** અંગ્રેજીમા ડાબાને Left કહે છે તે પણ એ જ વાત સાબિત કરે છે Left એટલે તજી દીધેલુ – "શેઠ આવ્યા કે નાખો વખારે" તે પ્રમાણે વખાર નાખી મૂકેલુ વળી સંસ્કૃત પ્રમાણે અહી પણ left શબ્દ હલકા અર્થમા વપરાય છે કોઈ માણસને left handed compliment આપવુ એટલે તેનુ અપમાન કરવુ એવો અર્થ થાય છે To do one the left એટલે કામ ન કરવુ અને left handed marriage એટલે પારકી છોકરીને લઈને નાસી જવુ વળી left શબ્દ right શબ્દના વિરુદ્ધ અર્થમા વપરાતો હોવાથી તેનો અર્થ rightની વિરુદ્ધ એટલે wrong એવો કરવામા આવે છે સંસ્કૃતમા **વામ** શબ્દ **દક્ષિણ**ના વિરુદ્ધ અર્થમા વપરાય છે અને **દક્ષિણ**નો અર્થ "ડાહ્યુ" પણ થાય છે, માટે **વામ**નો અર્થ કોઈ "ગાડુ" પણ કરવા ધારે તો કરી શકે છે

ઉપયોગ ન કરવાથી દરેક અવયવ નિર્બળ પડે છે ડાબા હાથની દરકાર રાખવામા આવતી નથી તેથી તેના વડે કામ થઈ શકતુ નથી બાકી તેનામા કામ કરવાની શક્તિ નથી એમ કહેવુ તે તદ્દન જૂઠ છે જેનો જમણો હાથ કપાઈ ગયો હોય અથવા નકામો થઈ ગયો હોય તે બહુ સારી રીતે ડાબા હાથથી સર્વ કામ કરી શકે છે (માગી જાત્ય વિષે થોડો ઉલ્લેખ કરુ તો ક્ષમા આપશો ? કે જાત્યની અલિપ્તતા સર્વ

ઋષિવદ્‌ ગ્રાહ્ય કહીને દર્શાવું ? હું પોતે ડાબેરી હોવાથી સર્વ કામ ડાબા હાથથી કરી શકું છું. અને "ડાબેરીના દોઢા ઘા" એ લોકોક્તિ અનુસાર બીજાઓ કરતાં વધારે સારી રીતે કરી શકું છું. વળી પ્રયાસને પરિણામે જમણા હાથથી પણ હું દરેક જમણેરી જેટલું કામ કરતાં શીખી ગયો છું. ખાનરી કરવી હોય તેમણે જાતે આવીને જોઈ જવું.)

બાળકો નાનપણમાં ડાબા હાથ તરફનો પોતાનો સ્વાભાવિક પક્ષપાત દર્શાવે છે; ત્યારે માબાપો અને શિક્ષકો ડાબો હાથ તે જાણે અંત્યજ હોય, અસ્પૃશ્ય હોય અને તેના વડે કામ કરવાથી કામ છોવાઈ જતું હોય તેમ તેમની પર ચીડાઈ જઈ તેમને જમણો હાથ વાપરવાનું શીખવે છે—જમણો હાથ જ વાપરવાની ફરજ પાડે છે. આ પ્રમાણે ડાબા હાથ સામેનું વેર પેઢી દરપેઢીથી ચાલતું આવે છે—પોષાતું આવે છે. અને જેમ દેશીઓને મોટા હોદ્દાઓ અપાતા નથી તેથી તેમનામાં લાયકાત આવતી નથી, તે પ્રમાણે ડાબો હાથ પણ અણઘડ રહી ગયો છે. તેને વાપરવા લાગો અને પછી જુઓ કે તમારી શક્તિ બમણી થાય છે કે નહિ ? તમારી શક્તિ બેવડી થાય એનો અર્થ એ જ કે દુનિયાની શક્તિ બમણી થશે. સ્ત્રીઓને સમાન હક્ક અપાવવાના હિમાયતીઓ કહે છે કે સ્ત્રીઓની મદદ ખોવી તે અર્ધી દુનિયાની મદદ ખોવા બરાબર છે. તે જ દલીલ અહીં પણ વાપરી શકાય. એટલે મારી લડત કેટલી મહાન છે તે સમજાશે. અમારી લડત અરધી દુનિયા માટે છે, અને અમારો ટેક (burden of the song) છે— "અરધી દુનિયા રહે બાકી તે કેમ ખમાયે હાય !"

—નવલરામ ત્રિવેદી

('કેતકીનાં પુષ્પો'માંથી)

## ૧૫

## આપણા શિક્ષકો

"દરેક શિક્ષકની શીખવવાની કળા જુદી હોય છે, અને હોવી પણ જોઈએ; અને વિષય પરત્વે, વિદ્યાર્થી પરત્વે, તેમ જ પ્રસંગ પરત્વે જુદી જુદી પદ્ધતિ અને નવી નવી કળા શિક્ષકે વાપરવી જોઈએ."
—કાલેલકર

આ શીર્ષક હેઠળ અમારે ગૂજરાતી શિખવતા શિક્ષકોનો જ થોડો પરિચય આપવા વિચાર છે. આર્યદેશમાં શિક્ષકો ગુરુ કહેવાય છે. પુરાણકાલની શિક્ષણપ્રણાલિકા, ને ગુરુશિષ્યના સંબંધો, એમનું જ્ઞાન ને એમનું શિક્ષણ વગેરેની વાતો સર્વવિદિત છે.

આશ્રમ, શાસ્ત્ર, મત, આચાર, આજ્ઞાપાલન, વન, બ્રહ્મચર્ય, ઉપાસના, વર્ણ કે સ્થિતિના અભેદ વગેરે શબ્દો, ને એ શબ્દો સાથે સંકળાયેલી વાતો સ્મરણમાં આવે છે. એ કાળ પુરાણકાલ હતો. એ કાલના ઋષિ મહર્ષિ ને વિદ્યાર્થીગણના–તપસ્વીઓના દેશમાં આપણે છીએ. આપણા એ પૂર્વજોની ને પુરાણકાલની માહિતી હરકોઈને છે; હરકોઈ એને આદર્શ તરીકે ઓળખી ઉદાહરણાર્થે આજ સ્મરે છે. અમે એની ચર્ચા નહિ કરીએ.

આપણી આજની કેળવણીનો પ્રારંભ થયો ત્યારથી તે આજ સુધીના શિક્ષકગણ વિષે જ આપણે વિચારીશું.

પુરાણકાલમાં અપાતી કેળવણીને જ ધોરણે આપણી કેળવણી શરૂ થઈ. આપણા શિક્ષકોએ એ રીતિનીતિ પોતાની શાળાઓમાં રાખી. અનેક વિદ્યાર્થી, અનેક કક્ષાના વિદ્યાર્થી

ગમે તેમ હોઈ એક શિક્ષક ભણાવતો. ભરવાડ ડચકારી ઢોર હાંકે એવી સ્થિતિ હતી.

પણ એ જૂના શિક્ષકો ને વિદ્યાર્થીઓમાં જે નીતિની ભાવના હતી, ધર્મની ભાવના હતી તે જ એમની શક્તિ હતી. દલપતરામના યુગ સુધી પણ ગુરુશિષ્ય સંબંધ ખરો. પણ એ કાલના શિક્ષકો સંપૂર્ણ જ્ઞાની ને વિદ્યાર્થીઓ એ જ્ઞાનના સંપૂર્ણ અનુરાગી. શિષ્યસ્તેઽહમ્‌ની ભાવના વિદ્યાર્થીઓમાં ખરી ને પિતૃત્વની ભાવના શિક્ષકોમાં જાગૃત. પુરાણકાલ જેમ તપસ્વીઓનો તેમ આ કાલ પંડિતોનો. જ્ઞાનપ્રાપ્તિ ને આત્મ-વિકાસ લગભગ પર્યાય હતા ચારિત્ર્ય જ્ઞાનનુ અંગ ગણાતું. એવી આધ્યાત્મિક મહત્તા જ્ઞાન કે શિક્ષણ આપતી સંસ્થાઓને અપાતી.

પછીનો કાલ તે મકરયુગ. શિક્ષકે જૂની મહત્તા ને ગૌરવ ખોયાં. વિદ્યાર્થીઓ જૂનું ચારિત્ર્ય ને પરિશીલન ભૂલ્યા.

શિક્ષણ એ માત્ર અક્ષરજ્ઞાન કે ભાષાજ્ઞાન કે છેવટે થોડાક વિષયોનુ સારગ્રહણમાં સમાયું. સસ્કૃતની મહત્તા ગઈ ને સંસ્કૃતિનાં ય પાણી હેઠાં ઊતર્યાં. શિક્ષણ એ સામાન્ય વ્યાપાર બન્યો. શિક્ષકો ધધાદારી બન્યા. વિદ્યાર્થીઓ સામાન્ય વસ્તુ મેળવવા જતા હોય તેમ ઉદાસીન વૃત્તિવાળા થયા.

જ્ઞાનને બદલે શિક્ષણ શબ્દ પ્રચલિત થયો. જ્ઞાન કે શિક્ષણ આપતી સંસ્થાઓ વધી, વિષય વધ્યા, માત્ર દરેક વિષયનુ શિક્ષણ ને શિક્ષણની ઊંડાઈ ને તે મેળવવાની તીવ્રતા ઘટી ઉત્તરોત્તર એ ઘટતી જ ગઈ. સૂર્યકિરણ પાછળ જેમ માત્ર કિરણપ્રકાશ ને ક્યાંક તો અંધાર એમ પંડિતયુગ પછી માત્ર પાંડિત્યનાં સામાન્ય કિરણોનો પ્રકાશ રહ્યો.

નવી કેળવણીની શરૂઆત પછી તો અંધારયુગ આવ્યો. અંધારયુગ કહી કોઈ સંસ્થા કે સંસ્થાના નિયામક કે એમાં ભણતા વિદ્યાર્થીઓનું અપમાન કરવાનો હેતુ નથી. પણ સંસ્થાઓ વધી ને શિક્ષણમાં સરસતા ઘટી.

"આપણી મુંબઈની હાઇસ્કૂલોમાં શુદ્ધ ગૂજરાતી ભાષાના પાયારૂપ શિક્ષણ પ્રત્યે બેદરકારી પ્રવર્તે છે. એ સ્કૂલોના માલિકોને ને અધિકારીઓને તો મેટ્રિકની પરીક્ષામાં દર સાલ વધુ ને વધુ છોકરાછોકરીઓને પસાર કરવાની જ સૌથી મોટી તાલાવેલી છે. કેળવણીનો સૌથી મોટો સિદ્ધાંત માનવબાળને પૂર્ણ બુદ્ધિમાન વ્યક્તિમાં અને સમાજના ઉપયોગી અંગમાં ફેરવી નાખવાનો છે. શિક્ષણને માટે પરીક્ષા છે, પરીક્ષાને માટે શિક્ષણ નથી, એ કેળવણીનો મૂળ ભાવ જાણે આજે સ્કૂલોના ચાલકોથી તેમ જ બાળકોના માબાપોથી ભુલાઈ ગયો છે. આજે તો કોઈ પણ રીતે મેટ્રિકની પરીક્ષા પસાર થવી જોઈએ, એ જ કેળવણીનો અર્થ રહ્યો છે. એટલે જ મૂળ પાયાથી શિક્ષણનો ખરો ભાવ પલટાઈ ગયો છે. મેટ્રિક માટે અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ એ જ મુખ્ય વસ્તુ છે, એમ સૌ કોઈ ખોટી રીતે સમજે છે. આપણાં બાળકોના મગજનું બંધારણ ને સમજ તેમની જન્મભાષા એટલે માતૃભાષાથી જ બંધાય છે, ને જ્યાં સુધી એ માતૃભાષાનું પાયારૂપ શિક્ષણ આપણાં બાળકોને સારી રીતે નહીં મળે ને ભાષાની શુદ્ધિ જાળવવાની ધગશ તેમનામાં નહીં રહે ત્યાં સુધી બધાં શિક્ષણ માટે તેમની વલણ એવી જ અધૂરી રહેશે. એ હાઇસ્કૂલોમાં બાળકોના નીચલા વર્ગમાં ગૂજરાતી ભાષાનું શિક્ષણ ઉતાવળે માત્ર લઈ-ચલાવ રીતિએ અપાય છે. એટલે મૂળથી જ ગુજરાતીનો પાયો નબળો રહી જાય છે, ને પછી તો સ્કૂલના

શિક્ષકો શિષ્યવર્ગને અંગ્રેજી ભાષા જ બરાબર રીતે શીખવવા પર મંડી જાય છે, પણ મારું તેમ જ બધા માનવશાસ્ત્રીઓનું માનવું છે કે સ્વભાષાનાં વ્યાકરણ ને મરોડોની શુદ્ધિ જો એક બાળક જાળવી શકતું નથી, તો અન્ય પરદેશી ભાષાનું ગમે તેટલું શિક્ષણ લીધા છતાં તેમાં કોઈ ને કોઈ રીતે તે અધૂરાપણું જ દેખાડશે. દુર્ભાગ્યે આપણું તમામ શિક્ષણ હાલ તો અંગ્રેજી ભાષાના માધ્યમ વડે જ થાય છે, એટલે શિક્ષણ-સંસ્થાઓ તો અંગ્રેજી ભાષા પર જ બધું ધ્યાન આપવામાં રોકાય છે, અને બાળકની માતૃભાષાનો પાયો જ અધૂરો રહી જાય છે.

એમ છતાં, મુંબઈ ને ગુજરાતની હાઇસ્કૂલોના ચાલકોને મારી વિનંતિ છે કે આપણા ભવિષ્યની બધી વાતો ધ્યાનમાં લઈને તેમણે બાળકોની પ્રાથમિક કેળવણી તેમની માતૃભાષામાં જેટલી વધારે દૃઢ થઈ શકે તેટલી કરવી. ગુજરાતી ભાષાનું શિક્ષણ આપણા બાળકોને પ્રથમથી જ સારી રીતે મળવું જોઈએ. શુદ્ધ ગુજરાતી ભાષાના અધિકારી શિક્ષકો જ રોકવા જોઈએ. ઉતાવળમાં થોડું ઘણું લખતાં વાંચતાં આવડ્યું કે ગુજરાતીનો અભ્યાસ પૂરો થઈ ગયો, એ ચાલતી આવેલી રૂઢિમાં ને વલણમાં હવે ફેરફાર કરવાની જરૂર છે."

આટલો સામાન્ય વિચાર કર્યા પછી અમે માત્ર ગૂજરાતીના જ શિક્ષકો વિષે વિચાર કરીએ છીએ.

દલપતરામ ગૂજરાતી શીખવતા. નરસિંહરાવ જેવા એમના વિદ્યાર્થી. વર્ગમાં પિંગળ ભણતા. 'ગૂજરાતીના વકીલ' પાસે ગૂજરાતીનો બોધ લીધો. એ જમાનો બોધનો હતો. સારગ્રહણ ને સારસમજ મુખ્ય હતાં. ઉપદેશ યુગ ચાલ્યો.

પછી તો એના કરતાં પણ સ્થિતિ ભૂંડી થઈ. ઉપદેશમાંથી માત્ર ઓળખ યુગ આવ્યો. શિક્ષકો નિર્માલ્ય થયા. વિદ્યાર્થીઓમાંથી માતૃભાષાની ભક્તિ હઠી. વિદેશી તત્ત્વોના જોરે દેશી તત્ત્વો ગૌણ બન્યાં. વિદેશી ભાષા વધી ને દેશી દૂર થઈ. અંગ્રેજીમાં બોલવું; લખવું. અંગ્રેજીને પ્રાધાન્ય મળ્યું. ગૂજરાતી ભાષા માત્ર વ્યવહાર પૂરતી રહી. શિક્ષકોમાંથી ઉપાસના ગઈ. વિદ્યાર્થીઓમાંથી ભાષા ગઈ. ગૂજરાતી સામાન્ય વિષય બન્યો. માતૃભાષા વર્નાક્યુલર નામથી ઓળખાઈ ને વર્નાક્યુલરનું અધમ પદ મેળવી વિસારે પડી.

આવું જેનું ગૌરવ એ ભાષા શીખવવા ગૌરવશાળી શિક્ષકો હોય જ ક્યાંથી? એક યુગ આપણે ત્યાં એવો ગયો કે જ્યારે ગૂજરાતી તરફ ફક્ત ઉપેક્ષાવૃત્તિ જ રહી. જન્મે ગૂજરાતી હોય તે ગૂજરાતી શીખવે. બીજા વિષયો ન આવડે તે ગૂજરાતી શીખવે. બીજા કામમાંથી ફાજલ પડતો ગૂજરાતી શીખવે. ગૂજરાતી ભણાવવાના કલાક પણ ઓછા થયા. આજ પણ અંગ્રેજીના દસ કલાક ને ગૂજરાતીના ચાર કે પાંચ કલાક અઠવાડિયામાં શિક્ષણ અપાય છે. એમાં શું શીખવવાનું હોય છે? ગૂજરાતીને વળી શું ગૂજરાતી શીખવવું એવી ભાવના ગૂજરાતીના શિક્ષણમાં આવી. પરિણામે આપણે પરભાષાના ગુલામ બન્યા. ગૂજરાતી શીખવવું એટલે અક્ષરઓળખ ને થોડાક પાઠોનું સારગ્રહણ. જીવન ને માતૃભાષાનો સંબંધ તૂટ્યો. જેની ભાષા ગઈ તેનું ભાવિ ગયું; એવું આપણું થયું.

આજ આપણામાંના ઘણાને પૂછશો, તમને ગૂજરાતી કોણે શીખવ્યું, શું શીખવ્યું, કેટલું શીખવ્યું?–ઉત્તર શૂન્યમાં જ હશે. અરે બી. એ. થયા પછી ગૂજરાતીમાં કાગળ લખતાં ન

આવડે કે, પાંચ માણસમાં એ શબ્દ બોલતાં ન આવડે એવી સ્થિતિ થઈ.

ગુજરાતી સિવાયના બધા વિષયો અંગ્રેજીમાં શીખવવાની પ્રથા ચાલી. અંગ્રેજી ભાષા જીવન ને જીભમાં વસી. ગુજરાતી વર્નાક્યુલર ને સંસ્કૃત 'સૅકન્ડ લૅન્ગવેજ'! કોઈ અન્ય દેશમાં પોતાની માતૃભાષા માટે આટલી ઉપેક્ષાવૃત્તિ ઊપજી જાણ્યામાં નથી.

પ્રથમ વાચા ફૂટતાં બાળક જે ભાષામાં ઉદ્ગાર કાઢે છે, જીવનના હરકોઈ સૂક્ષ્મ પ્રસંગે જે દ્વારા પોતાને વ્યક્ત કરે છે ને આખરે મૃત્યુ ટાણે જે ભાષામાં છેલ્લા ઉદ્ગાર કાઢે છે એ ભાષાને વિસારે પાડવામાં આપણે ઘણું ખોયું. લાગણીઓ, મહેચ્છાઓ, સ્પન્દનો વગેરે વગેરેના અનુભવો માતૃભાષામાં જ હોય એ આપણે વિસર્યા, નિર્મળ ભાષા ન હોવાને લીધે જીવનના ધન્ય પ્રસંગોને આપણે સાહિત્યમાંથી ટાળ્યા. આપણું સાહિત્ય પાંગળું થયું. આપણા વિદ્વાનો ગયા. ગૂજરાતી દુભાષિયાની ભાષા થઈ.

છેલ્લા દાયકાથી ફરી સ્થિતિ પલટી છે. કોઈ પણ ફાજલ શિક્ષક ગૂજરાતી શીખવવા આવતો તે શું કરતો? છોકરાઓને વારાફરતી ઊભા કરી પાઠ વંચાવતો. થોડા શબ્દોના અર્થ કહેતો. થોડુંક શ્રુતલેખન કરાવતો. થોડીક કવિતા રાગડા કાઢી ગોખાવતો, વર્ષ પૂરું થતું ને ગૂજરાતીનું પાઠ્ય પુસ્તક પણ પૂરું જ થતું. બીજે વર્ષે વિદ્યાર્થીઓને એમાંથી કાંઈ જ યાદ ન હોય. એમણે એમાંથી કાંઈ મેળવ્યું ન હોય.

આજે એ સ્થિતિ નથી. આપણે ફરી જાગૃત થયા છીએ. દુનિયાના બીજા દેશો પોતપોતાની માતૃભાષા માટે જે ભક્તિ

રાખે છે એ આપણામાંના કેટલાકે જોયું ને આપણામાં પણ એ ભક્તિ ફરી આણવાનું એમને સૂઝયું છે. વિદ્યાપીઠમાં ગૂજરાતી દાખલ થયું. પહેલાં એમ. એ. માં. એકડિયા કે પ્રાથમિક શાળામાં ગૂજરાતી શીખવાય ને બીજે છેડે એમ. એ. માં. પણ બે છેડે ફૂટયું એ વચમાંય ફૂટે એ ન્યાયે હવે બધા જ વર્ગોમાં જ ગૂજરાતી શીખવાય છે. ગૂજરાતી ફરજિયાત થઈ એટલું આપણું ધનભાગ્ય. પણ માતૃભાષા ફરજિયાત કરવી પડે એ કાર્ય આપણને નીચું જોવરાવે ને !

આજે ગૂજરાતી નાના વર્ગોથી માંડી કૉલેજના વર્ગ સુધી પહોંચ્યુ છે. ઈન્ટર સુધી ફરજિયાત, પછીના વર્ગમાં ઐચ્છિક. વિદ્યાપીઠના કોઈ પણ વર્ગમાં એ ફરજિયાત થશે ત્યારે સંપૂર્ણ સાધના થશે.

શિક્ષણ દાખલ કર્યું પણ શીખવનારા ? જૂના શિક્ષકો હવે ન ચાલે. વિદ્યાર્થીઓ એમને ન નભાવે. વિદ્યાર્થીઓનુ સ્વતંત્ર માનસ એમને સહન ન કરે. એમનામાં અભ્યાસ નથી, ભાષાભક્તિ નથી, ભાષાના કોષ કે સાહિત્યનુ જ્ઞાન નથી. પાઠ્યપુસ્તકોમાં સંગ્રહિત થયેલા પાઠો જાણનાર ને શીખવનાર શિક્ષક માતૃભાષાનો શિક્ષક નથી એને આજના વિદ્યાર્થીઓ સહન ન કરે. ભાષાનુ સર્વશ્રેષ્ઠ સાહિત્ય, ભાષાનું ગૌરવ, એના પ્રાણ, તે ભાષામાં પ્રાણિત કરવાની શક્તિથી પ્રણિત ન હોય તે ગૂજરાતીનો શિક્ષક ન હોય.

બીજા વિષયોના શિક્ષકો કરતાં માતૃભાષાનો શિક્ષક વિદ્યાર્થીઓની વધુ નિકટ આવી શકે છે.

વિદ્યાપીઠમાંથી, ઉપાધિ લઈ બહાર પડતાં હરકોઈ વિદ્યાર્થીને અદ્યતન સાહિત્યનો પરિચય હોવો જ જોઈએ. ગૂજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ એવું સર્વ વિષે જે વિદ્યાર્થીને માહિતી ન હોય એ માતૃભાષા શીખ્યો નથી.

શિક્ષકો એટલું ધ્યાનમાં રાખે કે વિદ્યાર્થીઓ એમના મિત્રો છે. ઝાડ વેલાને ચઢાવે છે ને પોતાના મૂળમાંથી પોષણ આપી એને ખીલવે છે, એમ જ એમણે એમના વિદ્યાર્થીઓને ખીલવવાના છે. પોષણ ને આધાર મળતાં વેલ ઝાડની ટોચે જઈ કલગી કાઢે છે. એમ વિદ્યાર્થીઓને પણ ઉચિત માર્ગદર્શન ને પ્રેરણા મળતાં એઓ પણ સ્વભાષાનું સ્વતંત્ર જ્ઞાન મેળવી શકશે.

શિક્ષકો એટલું ન ભૂલે કે માતૃભાષા ને તેમાં લખાયેલું સાહિત્ય આપણું છે. એમાં આપણી અસ્મિતા ને સંસ્કાર, ગૌરવ ને વિકાસ, જીવનની મહત્તા ને ધન્યતા, આપણું સર્વસ્વ છે.

માતૃભાષાનો શિક્ષક એ જ વિદ્યાર્થીનો માતાપિતા. માતાપિતા પાસેથી જેટલી પ્રેરણા, જેટલા સંસ્કાર, જેટલી પ્રભા બાળક મેળવે એવી ને એટલી પ્રાપ્તિ માતૃભાષાના શિક્ષક પાસેથી વિદ્યાર્થીને મળે.

ગૂજરાતીનો શિક્ષક એટલું ન ભૂલે કે માતૃભાષાના કોઈપણ તત્ત્વને વિદ્યાર્થીઓથી અજાણ રાખવામાં ન આવે. એ ભાષા શીખવતાં એને એ ભાષામાંનાં સર્વ સમર્થ તત્ત્વો, એ તત્ત્વોના આપનાર સર્વ પૂર્વજો અને સમકાલીન સાહિત્યકારોનો એને પરિચય કરાવવાનો છે. પૂર્વજોના

પ્રાણુથી ને સમકાલીનનાં ચેતનથી એણે વિદ્યાર્થીઓમાં પ્રાણુચેતન પ્રેરવાનાં છે. પોતે પ્રેરણામૂર્તિ છે.

આજના કેટલાક ગૂજરાતના શિક્ષકો ભાષા જાણુતા નથી, ઉચ્ચારશુદ્ધિ કરતા નથી, જોડણી આવડતી નથી, ભાષાનો ઇતિહાસ જાણુતા નથી, લેખકોનો પરિચય ધરાવતા નથી. ભાષાના ગૌરવનું મહત્ત્વ સમજતા નથી વગેરે વગેરે. આ ઊણુપોથી તેઓ શરમાય ને–સુધરે. ભાવિ વિદ્યાર્થીઓ એ સહન નહિ કરે. શિક્ષકો ભાષાનું અપમાન કરશે તો વિદ્યાર્થીઓ એમનું અપમાન કરશે !

આજના શિક્ષકો માતૃભાષાના સાચા વિદ્યાર્થી બને એવાઓને અમે પ્રણમિયે છીએ.

---

# પરિશિષ્ટ

## આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

એમનો જન્મ સંવત ૧૯૨૫ (ઈ. સ. ૧૮૬૯)ના માઘ માસમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. એમના પિતા પ્રથમ મહીકાંઠા એજન્સીમાં કારકુન અને પછી ક્રમે ક્રમે ચડતાં કાઠિયાવાડ એજન્સીમાં દફતરદાર નિમાયા હતા; કાઠિયાવાડની નોકરીમાંથી પેન્શન લીધા પછી કેટલાંક રાજ્યના સીમાડા નક્કી કરવાના કામમાં સરકારે રોકેલા હતા. તેઓ થોડાક સમય વડોદરા રાજ્યના ત્યાંની રેસિડેન્સિ ખાતે વકીલ હતા. આનન્દશંકર, એમના પિતાને સાત પુત્રીઓ વચ્ચે એક જ પુત્ર હતા, એટલે નાનપણથી લાડકોડમાં ઊછરેલા. એમના પિતા ધર્મનિષ્ઠ અને પ્રાચીન-પન્થી વ્યક્તિ હતા; અને એ ગુણોની છાયા-અસર એમના પુત્રમાં વારસામાં ઊતરેલી પ્રતીત થાય છે.

કેળવણીની શરૂઆત તે વખતના પ્રચલિત નિયમ મુજબ ગામઠી નિશાળેથી શરૂ થઈ હતી. પછી ગૂજરાતી નિશાળમાં દાખલ થઈ, પોતે અંગ્રેજી નિશાળમાં દાખલ થયા. ત્યાં પણ પોતે પોતાના શિક્ષકોને બુદ્ધિ અને જ્ઞાનથી સંતોષ આપ્યો હતો; અને તેઓ ઉત્તમ વિદ્યાર્થીની પંક્તિમાં ગણાતા. મૅટ્રિકની પરીક્ષા પોતે યુનિવર્સિટીમાં બીજે નબરે પસાર કરી હતી. એમના ગુરુઓ પૈકી-જેમનાં નામ, જે અદ્યાપિ સ્મરે છે તે-રણછોડલાલ ખંભાતા, પ્રૉ. જમશેદજી અરદેશર દલાલ, વિષ્ણુ કાથવટે, કાવસજી સંજાણા, અને ભાસ્કર શાસ્ત્રી હતા. તેમનું સંસ્કૃતનું જ્ઞાન પણ ઘણું ઉત્તમ ને સંપૂર્ણ મનાતું. અમદાવાદમાં તે વખતે મિથિલાપુરીના વિદ્વાન-સંસ્કૃત પંડિત

શ્રી બચ્ચા ઝા—જેમનું નામ અસાધારણ વિદ્વતા અને તીક્ષ્ણ બુદ્ધિ માટે કાશી અને મિથિલામાં અદ્યાપિ પ્રખ્યાત છે; તેઓશ્રી રાજરાજેશ્વર શંકરાચાર્યના શાસ્ત્રીપદે પધાર્યા હતા, અને અમદાવાદમાં નિવાસ કર્યો હતો. તેમનો તથા તેમના ભાઈઓ યદુનાથ ઝા, નિધિનાથ ઝા વગેરે પંડિતોના નિવાસનો લાભ પણ એમણે ઘણાં વર્ષો, પોતે પોતાનાં સંસ્કૃત જ્ઞાનની વૃદ્ધિ અર્થે એમ. એ., થતાં સુધી પરીક્ષા બહારના વિષયોમાં લીધો હતો. ગુજરાત કૉલેજમાં દાખલ થયા પછી પોતે તે વખતના સંસ્કૃત પ્રૉફેસર કાથવટેની સારી પ્રીતિ સંપાદન કરી હતી. તે પણ તેમના સંસ્કૃતજ્ઞાનની પ્રશંસા કરતા હતા. તેમજ કૉલેજના પ્રિન્સિપાલ જમશેદજી અરદેશર દલાલ પણ શ્રીયુત આનંદશંકરભાઈના અંગ્રેજીજ્ઞાનનાં પણ તેવાં જ વખાણ કરતા હતા. બન્ને અધ્યાપકોના એ પ્રિય શિષ્ય હતા. કૉલેજના જીવનમાં તે વખતની ફર્સ્ટ બી. એ., ની પરીક્ષામાં ગણિતના વિષયમાં નિષ્ફળ જવાથી તે વખતે સંસ્કૃતમાં યુનિવર્સિટીમાં પ્રથમ નંબરે આવ્યા છતાં એમણે ઈનામ ગુમાવ્યું. તે પછીને વર્ષે ફર્સ્ટ બી. એ., ને બી. એ.,ની પરીક્ષા એક સાથે આપી બીજે વર્ષે બન્નેમાં ઉત્તીર્ણ થયા. તેમ સંસ્કૃત જ્ઞાનથી તેમજ અભ્યાસથી તેમના પ્રૉફેસર કાથવટે સાહેબ મુગ્ધ બન્યા હતા. એટલું જ નહિ પણ અમને મળેલી માહિતી ખરી હોય તો સ્વ. પ્રૉ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી, – યુનિવર્સિટીમાં સંસ્કૃતના પરીક્ષક – પણ આનંદશંકરભાઈના સંસ્કૃત જ્ઞાન વિષે ઉચ્ચ મત ધરાવતા હતા. પરિણામે તેમની સાથે પરિચય થયો, જે આગળ જતાં મૈત્રીના રૂપમાં પરિણમ્યો હતો, તે સુવિદિત છે. બી. એ., થયા પછી એમ. એ., અને એલ. એલ. બી.,ની પરીક્ષાનો અભ્યાસ કરી તેમાં ઉત્તીર્ણ થયા.

ઈ. સ. ૧૮૮૨ માં એમનું પ્રથમ લગ્ન થયું હતું. સન ૧૮૯૦ માં વિધુરાવસ્થા પ્રાપ્ત થતાં, સન ૧૮૯૧માં ફરી લગ્ન થયેલું; અને સન ૧૯૦૩ માં એમનાં બીજાં પત્ની મૃત્યુ પામેલાં, તે પછી તેમણે ફરી લગ્ન કર્યું નથી. એમનાં સંતાનોમાં બે પુત્રીઓ અને બે પુત્રો છે, જેમાંના એક ધ્રુવભાઈ ઓક્સફર્ડની ડિગ્રી લઈ આવેલા છે અને બીજા નાના પુત્ર મહ્લાદભાઈ હાઈકૉર્ટના વકીલ છે. સન ૧૮૯૩માં પ્રૉ. કાથવટેની બદલી થતાં, તેમને સંસ્કૃતના અધ્યાપક નીમવામાં આવ્યા હતા. કૉલેજમાં જેટલો સમય રહ્યા તેટલો સમય માત્ર સંસ્કૃત ન શીખવતાં અંગ્રેજી, ન્યાય, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોના વર્ગ લેતા અને છેવટે પ્રિન્સિપાલ તરીકે પણ તેમણે કેટલોક સમય કામ કર્યું હતું. સરકાર હસ્તક કૉલેજ સોંપાયા બાદ કેટલેક વર્ષે તેમની બદલી ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે થઈ, પરંતુ તે જ અરસામાં બનારસ હિંદુ યુનિવર્સિટી માટે પંડિત મદનમોહન માલવિયાજીએ એક સારા પ્રિન્સિપાલની માગણી કરતાં, મહાત્મા ગાંધીજી અને સર લલ્લુભાઇએ એમનું નામ સૂચવ્યું, ત્યારથી–૧૯૨૦ થી–તેમણે બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રિન્સિપાલ અને પ્રૉ. વાઇસ–ચાન્સેલર તરીકે કરેલું કામ યશસ્વી નીવડયું છે. શરૂઆતમાં તેઓ સ્વ. મણિલાલ નભુભાઈના 'સુદર્શન'માં લેખો લખતા અને પાછળથી એમના મૃત્યુ બાદ કેટલોક સમય તે માસિક એમણે ચલાવેલું; પણ સ્વદેશ અને માતૃભાષાની જરૂરિયાત લક્ષમાં લઇને સન ૧૯૦૨ માં "વસન્ત" નામનું નવું માસિક કાઢયું, જેનો રજતમહોત્સવ સન ૧૯૨૭માં ભારે દબદબાથી ઊજવવામાં આવ્યો હતો.

સન ૧૯૨૮ માં તેઓ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ નિમાયા હતા અને તેના આગલા વર્ષે બીજી ગુજરાતી પત્રકાર પરિષદ્‌ના સ્વાગત મંડળના અધ્યક્ષ તરીકે કામ કર્યું હતું. તેમ જ સન ૧૯૨૦ માં છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદમાં મળેલી, તેનું સ્વાગત કરવાનું માન પણ એમને મળેલું.

ગુજરાતમાં જ નહીં પણ અખિલ ભારતવર્ષમાં એક પ્રતિષ્ઠિત તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે એમણે સારી ખ્યાતિ પ્રાપ્ત કરેલી; અને એથી જ સન ૧૯૨૮ માં મદ્રાસમાં મળેલી ચોથી ફિલૉસૉફિકલ કોન્ગ્રેસના તેમને પ્રમુખ નીમવામાં આવ્યા હતા અને તે આગમચ બનારસમાં મળેલી બીજી ફિલૉસૉફિકલ કોન્ગ્રેસના ઇન્ડિયન સેકશનના તત્ત્વજ્ઞાન વિભાગના અધ્યક્ષ ચૂંટાયા હતા. તેઓ હિંદુસ્તાનની સર્વ યુનિવર્સિટીના મંડળના (ઇન્ટર યુનિવર્સિટી બોર્ડના) આ વર્ષે ચેરમેન નિમાયા છે.

ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં તેઓ ઊંચું સ્થાન ભોગવે છે.
('ગ્રંથ અને ગ્રંથાકાર' માંથી)

હાલમાં નિવૃત્ત થઈ અમદાવાદમાં પોતાને મુકામે રહી લેખન, વાચન ને બીજી સેવા કરી રહ્યા છે.

એમના કેટલાક ગ્રંથો:—

શ્રી. ભાષ્ય ૧–૨;
આપણો ધર્મ
હિંદુ ધર્મની બાળપોથી
કાવ્ય તત્ત્વ વિચાર
સાહિત્ય વિચાર } સંપાદક શ્રી. રામનારાયણ પાઠક અને શ્રી. ઉમાશંકર જોષી

## રામનારાયણ વિશ્વનાથ પાઠક

'એઓ જાતે પ્રશ્નોરા નાગર છે; એમના પિતા વિશ્વનાથ સદારામ પાઠક, શિક્ષક અને નિવૃત્તિ પહેલાંનાં થોડાં વરસો પોરબંદર સ્ટેટના ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટર હતા. એમણે પંચદશી, નચિકેતા, કુસુમગુચ્છ, ભગવદ્ગીતા, મહિમ્નસ્તોત્ર વગેરે ધર્મગ્રંથોના ગુજરાતીમાં અનુવાદ કરેલા છે, જે સુવાચ્ય અને પ્રાસાદિક થયેલા છે. એમનાં માતાનું નામ આદિત્યબાઈ કરસનજી મહેતા હતું. એમનો જન્મ તા. ૮મી એપ્રિલ ૧૮૮૭માં એમના મોસાળમાં ધોળકા તાલુકાના ગાણોલ ગામે થયો હતો. એમનું મૂળ વતન ભોળાદ (તા. ધોળકા) છે. એમણે સન ૧૯૦૮માં બી. એ., ની પરીક્ષા પહેલા વર્ગમાં ઐચ્છિક વિષય લૉજિક ને મૉરલ ફિલસૂફી લઈને પાસ કરી. તે પછી એક વર્ષ વિલ્સન કૉલેજમાં દક્ષિણા ફેલો તરીકે તેમણે સંસ્કૃતના અધ્યાપનનું કામ કર્યું. એલ. એલ. બી. થયા પછી પ્રથમ અમદાવાદમાં તેમણે વકીલાત શરૂ કરી; પણ માંદા પડવાથી અને ગામડામાં જઈ રહેવાની ડૉક્ટરે ભલામણ કરવાથી તેઓ સાદરા, મહીકાંઠા એજન્સીમાં રહ્યા અને ત્યાં સાત વર્ષ વકીલાત કરી. પછી તેઓ અમદાવાદમાં આવી ગુજરાત કેળવણી મંડળમાં સ્વયંસેવક તરીકે દાખલ થઈ, ન્યુ ઈંગ્લીશ સ્કૂલમાં આચાર્ય તરીકે જોડાયેલા; અને તેને છએક માસ થયા નહિ હોય એટલામાં મહાત્મા ગાંધીજીએ વકીલો, વિદ્યાર્થીઓ વગેરેને સરકાર સાથે અસહકાર કરવા માગણી કરી, ત્યારે તેમણે એ શાળા, જે ગ્રાન્ટ લેતી હતી તેને-છોડી દીધી; અને ગુજરાત વિદ્યાપીઠમાં જઈ ભળ્યા.

શરૂઆતથી જ એમની મહેચ્છા ધંધામાંથી નિવૃત્ત થઈ ાહિત્ય અને સમાજની સેવા કરવાની હતી અને એ ભાવનામાં

એમનાં પત્ની પણ એમનાં સહચારી હતાં. પણ એ અમલમાં મૂકવાનો પ્રસંગ આવ્યો તે પહેલાં એમનાં પત્ની મૃત્યુ પામ્યાં.

સાહિત્ય અને ફિલસૂફી એમના પ્રિય વિષયો છે. લેખનકાર્ય એમણે બહુ મોડું આરંભેલું. એમનો પ્રથમ લેખ સંવત ૧૯૭૮માં 'સાબરમતી' માસિકમાં "કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆનાં કાવ્યો" વિષે લખાયો હતો. તે પછી એમની સાહિત્યપ્રવૃત્તિ બહુ ફૂલીફાલી છે. ગુજરાત વિદ્યાપીઠમાં હતા એ દરમિયાન (સં. ૧૯૭૮માં) એમણે "પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા" એ નામનો એક સ્વતંત્ર ગ્રંથ તર્કશાસ્ત્ર પર લખ્યો હતો; અને 'કાવ્ય સમુચ્ચય' નામનું આધુનિક કવિઓની કૃતિઓમાંથી સારાં કાવ્યો ચૂંટી, કાઢેલું પુસ્તક, બે ભાગમાં સં. ૧૯૮૦માં બહાર પાડયું હતું. તેમાં આધુનિક કાવ્ય સાહિત્ય વિષેનો ઉપોદ્‌ઘાત મૌલિક છે. અને એ કાવ્યોની પસંદગીમાં અને પરીક્ષામાં જે ઊંચું ધોરણ, રસ અને કવિત્વ દાખવ્યું હતું, તેને કારણે એ સંગ્રહની ખૂબ પ્રશંસા થયેલી છે; અને પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'ની પેઠે તેણે ચિર-સ્થાયી સ્થાન પ્રાપ્ત કર્યું છે

'યુગધર્મ' માસિક ઊભું કરવામાં અને તેને ચાલુ રાખવામાં તેઓશ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના સહકારી હતા. તે બંધ પડ્યા પછી, એવા એક સારા માસિકની ઊણપ રહ્યા કરતી હતી, તે 'પ્રસ્થાન' માસિક પ્રગટ કરવાની પ્રવૃત્તિ હાથ ધરી તેમણે તે પૂરવા પ્રયાસ કર્યો હતો. 'સ્વૈરવિહારી'ની સંજ્ઞાથી તેમણે લખેલ 'સ્વૈરવિહાર'ની હાસ્યરસિક ને કટાક્ષોથી ભરપૂર લેખમાળા ખૂબ જ રસપ્રદ ને લોકપ્રિય નીવડી છે. વળી એમની વાર્તાઓ વિવેચનો અને મનન પણ એટલાં જ આકર્ષક નીવડયાં છે. એ સેવાકાર્ય

એમણે ગુજરાત વિદ્યાપીઠના ચાલુ કાર્યનો ભાર માથે હતો ત્યારે હાથ ધરેલું અને અત્યારે બધો સમય એની પાછળ ગાળે છે.

ગુજરાતી વિદ્યાપીઠ અથવા તો મહાત્માજીએ જે અનેક કિંમતી રત્નો ગુજરાતને આપ્યાં છે, તેમાં શ્રીયુત પાઠકની ગણના થયેલી છે; અને એમણે એમની વિદ્વતા અને જ્ઞાનથી, ચારિત્ર્ય અને વર્તનથી એકલા વિદ્યાર્થીસમૂહનોજ નહીં પણ એમના પરિચયમાં આવનારનો તેમજ 'પ્રસ્થાન' દ્વારા એના વાચક વર્ગનો એમ સૌનો ચાહ મેળવ્યો છે, અને તેની ખાતરી, નડિયાદમાં નવમી સાહિત્ય પરિષદમાં અને કરાંચી ખાતે મળેલ તેરમા સાહિત્ય પરિષદ સંમેલનમાં સાહિત્ય વિભાગના અધ્યક્ષ તરીકે એમની ચૂંટણી થઈ હતી, તે પરથી થશે. તે પ્રસંગે એમણે આપેલાં 'કાવ્યની શક્તિ' અને આપણા વિવેચનના 'કેટલાક કૂટ પ્રશ્નો' વિષેનાં વ્યાખ્યાનો મનનીય વિચારો રજૂ કરે છે.'

("ગ્રંથ અને ગ્રંથકાર"માંથી)

ત્યારબાદ તેમની સાહિત્યપ્રવૃત્તિ વધતીજ ગઈ છે. હાલમાં ઉચ્ચ કોટિના કવિ વિવેચક તરીકે તેમની ગણના થાય છે. ગૂજરાતીના વાચકગણ ને વિદ્યાર્થીગણના એ માર્ગદર્શક છે.

વિદ્યાપીઠ છોડ્યા પછી કોઈક વર્ષ મુંબઈની કર્વે કોલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે એમણે કામ કર્યું ને હાલમાં અમદાવાદમાં નવી સ્થપાયેલી એસ. એલ. ડી. આર્ટસ કોલેજમાં ગુજરાતીના અધ્યાપક છે.

### એમનાં પુસ્તકો (સ્વતંત્ર કૃતિઓ)

પ્રમાણુશાસ્ત્ર પ્રવેશિકા.
દ્વિરેફની વાતો ભાગ ૧. ૨.
સ્વૈરવિહાર ભાગ ૧. ૨.
શેષનાં કાવ્યો.
અર્વાચીન કાવ્યસાહિત્ય.
અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો.
કાવ્ય સમુચ્ચય. ભાગ ૧. ૨. ( સંપાદન )
કાવ્યની શક્તિ.
સાહિત્યવિમર્શ
અને બીજા સંપાદિત પુસ્તકો પણ છે.

## ઉમાશંકર જોષી

'નાની મારવાડ' નામથી ઓળખાતા ઇડર રાજ્યના બામણા નામના નાનકડા ગામમાં સંવત ૧૯૬૭ના આષાઢ વદ ૧૦ તા. ૨૧મી જુલાઈ ૧૯૧૧ના રોજ એમનો જન્મ થયો. સાત ભાંડુમાં પાંચ ભાઈઓમાંના એ બીજા. ઇડર પ્રદેશમાં લોકયાત્રાના જાણીતા ધામ તરીકે પકાયેલા શામળાજી તરફથી એમના પિતાશ્રી જેઠાલાલ જોષી બામણામાં આવી વસેલા. મોટે ભાગે એ બાજુની જ જાગીરોમાં એ કારભારી તરીકે નોકરી કરતા, એટલે શામળાજીના રળિયામણા પ્રદેશનો બાળપણમાં શ્રી. ઉમાશંકરને ખૂબ પરિચય થયો, અને ત્યાંના મનોહર નિસર્ગના એ ઘનિષ્ટ સંબંધે એમના જીવનની કવિતાની ભોંય બાંધવામાં મોટો ફાળો પૂર્યો. ડુંગરોથી વીંટાયેલુ ને કમળોથી

ભરેલું શામળાજીનું દિલચસ્પ કરમા તળાવ એમનું બાળપણનું સાથી. આવો જ બીજો બાળપણનો સાથી તે ત્યાંના ડુંગર સાથે અથડાઈને પૂર્વથી પશ્ચિમ ડુંગરની ધારેધાર વહેતો 'મેશ્વો ;—'વહેતી' નહિ પણ 'વહેતો'. જે નદીને ત્યાંની સમસ્ત ભીલ વસ્તી 'એ તો પરુહ —પુરુષ — છે' એમ કહે છે એ. 'મેશ્વો'નાં નાનાં પણ જાજરમાન વહેણનાં પાણી જોડે વહેતા બાળપણના દિવસોમાં તેમણે મુગ્ધપણે કવિતાનો મધુ પોતાના અંતરમાં સીંચ્યા કર્યો.

ગુજરાતી ચાર ધોરણ સુધી એ ગામડાની પ્રાથમિક કેળવણી લઈ ઇ. સ. ૧૯૨૦માં વધુ ભણતર માટે તેઓ બાર ગાઉ છેટે આવેલા ઇડરના છાત્રાલયમાં આવ્યા; અને એમના પોતાના જ શબ્દોમાં કહીએ તો 'દસબાર જિંદગી સુધી વાગોળ્યા કરીએ તો યે ન ખૂટે એટલો ઊંડો આનંદ અને દુનિયાનો મોંઘો અનુભવ' એ થોડાં વરસોમાં એમણે ત્યાં રહીને મેળવ્યો.

પણ દુનિયા અનુભવની સાથે સાથે જ કુદરતનાં અમી ઘણુ એ ઔત્સુક્યાકાળમાં ઓછાં નહોતાં સીંચાતાં. આપણને આજે મીઠો આસ્વાદ આપનારાં નિસર્ગ ચિત્રોના જે રમ્ય બુટ્ટા એમની કવિતામાં શોભી રહે છે તેનાં અખૂટ ઝરણુ એ કાળમાં એમના હૃદયમાં સભર સીંચાયાં છે. ઈડર પણ ઓછું રળિયામણું નહોતું. એના રુક્ષ છતાં ગૌરવભર્યા મદાલસા ને જંબેલસા ડુંગરો આદાઈની પરમ શોભા ધારણ કરે છે. લોકગીતનો 'ઈડરિયો ગઢ' અને ઇતિહાસ પ્રસિદ્ધ 'રણમલની ચોકી' ગત ગરિમાની મૂક ગાથા ઉચ્ચારતાં હજી ત્યાં ઊભાં છે. સદ્ભાગ્યે એક બે પ્રકૃતિપ્રેમી શિક્ષકોના નિકટ પરિચયમાં એ ત્યાં આવ્યા અને તેને લીધે ઈડરની આસપાસના એ ભૂતભવ્ય ને પ્રકૃતિ-

પ્રસન્ન પ્રદેશના ડુંગરાઓ ખૂંદીને એનો કાંકરેકાંકરો ગણવાનો લહાવો મેળવ્યો.

આમ કુદરત અને મનુષ્યોમાંથી દુનિયાને ખબર ન પડે તેમ, અખૂટ આનંદ–ઉલ્લાસ પીને એમનું કુમારજીવન સમૃદ્ધ થતું જતું હતું અને અજ્ઞાતપણે કવિતાનાં બી અંતરમાં વેરાયે જતાં હતાં; પણ એને યોગ્ય વારિસિંચન ત્યાં–ઈડરમાં એ કાળે કોણ કરે ? અંગ્રેજી ત્રીજા ધોરણમાં એકાદી ગઝલ, એ પછી હરિગીત અને લલિત વગેરે છંદોમાં કવિતાના પહેલા પ્રયત્નો આપમેળે કરેલા; પણ અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી તો, કવિતામાં લઘુની એક અને ગુરુની બે શ્રુતિ એટલું સમજાવનાર પણ કોઈ મળ્યું ન હતું. ભાંખોળિયાં ભરતું બાળક જે કાંઈ હાથ લાગે તેના ટેકે ઊભા થવા ને ગતિ કરવા મથે તેમ, અંદર રહેલો કવિતાનો અંકુર સ્વપ્રયત્ને જે હાથ લાગ્યું તે ઝાલી ખડો થવા મથતો. અભ્યાસમાં ચાલતા 'સાહિત્ય રત્ન'માંનાં કાવ્યોમાં ડાબી બાજુએ આવેલાં છંદના નામ આંગળી વડે દબાવી રાખીને, એક મારવાડી વિદ્યાર્થી મિત્રના સાથમાં સામસામા પૂછીને એક બીજાની પરીક્ષા કરતા. ભાંડારકરની સંસ્કૃત ચોપડીને છેડે આવેલી શબ્દમાળામાંથી એકમેકને પૂછતા. જેનું ખોટું પડે તેણે પૂછવાનું. અને બનતું એમ, કે બેમાંથી એક જણે જ પૂછ્યા કરવું પડતું.

ઈડરમાં અંગ્રેજી છઠ્ઠું ધોરણ પૂરું કરીને મૅટ્રિક માટે તે ઈ. સ. ૧૯૨૭માં અમદાવાદ આવ્યા અને ત્યાંની પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલમાં દાખલ થયા. થોડા જ દિવસમાં એ શાળાના અગ્રણીઓએ સ્વ. બળવંતરાય ઠાકોર તથા શ્રી. દીવાને આ નવા આગંતુકનું પાણી પારખી લીધું, અને ગામડાના એ ગભરૂ અને શરમાતા છુપાતા કુમારને વિદ્યાર્થીઓના ટોળામાંથી બહાર

તારવી કાઢ્યો. તેનો એક નાનો પ્રસંગ સૂચક છે. ડિબેઇટિંગ સોસાયટી માટે મૅટ્રિક કલાસના પ્રતિનિધિઓની ચૂંટણી થતી હતી. ચાર વર્ગોમાંના A, B અને C માંથી પ્રતિનિધિઓ ચૂંટણી વડે લેવાયા; પણ જ્યાં D વર્ગનો વારો આવ્યો કે શ્રી. દીવાન બોલી ઊઠયા : 'D માંથી તો જોષી જ આવે – વગર ચૂંટણીએ!' અને એવો એ જોષી કોણ, એવું કુતૂહલ પામી ચારે તરફ શોધાશોધ કરતી વિદ્યાર્થીઓની આંખો, એક નાનકડા લાગતા મુગ્ધ કુમારને જોઈ, આશ્ચર્યથી વિસ્ફૂરિત થઈ ગઈ.

'આખી યુનિવર્સિટીમાં નહિ તો અમદાવાદમાં તો તું મૅટ્રિકમાં પહેલો જ આવવાનો' એવા દૃઢ વિશ્વાસભેર બોલાયેલા શ્રી. દીવાનના મમતાભર્યા શબ્દો, ઈ. સ. ૧૯૨૭નું મૅટ્રિકનું પરિણામ બહાર પડ્યું, ત્યારે સાચા નીવડ્યા અને ઉમાશંકર આખા અમદાવાદ સેન્ટરમાં પહેલે અને યુનિવર્સિટીમાં ત્રીજે નંબરે પાસ થયા; જે સહાનુભૂતિ ને માયા એ અભ્યાસકાળ દરમિયાન પોતા પ્રત્યે એ બે સજ્જનોએ દાખવ્યાં હતાં તેને પોતાની આ ઝળકતી કારકિર્દીનો યોગ્ય જશભાગ શ્રી. ઉમાશંકર આપે છે, અને તે પછીના કૉલેજના અભ્યાસ દરમિયાન પણ એક વખત સખત મૅલેરિયાની બીમારી લઈ પોતાને વતન ગયા ત્યાં, પાછળ ઠેઠ એ ગામડા સુધી દવાનાં પાર્સલ મોકલનાર એમના વાત્સલ્યને કૃતજ્ઞતાપૂર્વક સંભારે છે.

ગુજરાત કૉલેજમાં ઈન્ટર સુધીનો અભ્યાસકાળ પણ યશસ્વી હતો. કવિતાની કૂંપળો તેનું પુષ્ટ સ્વરૂપ પામીને હવે ફૂટવા લાગી હતી; જો કે હજી ગુજરાતી ઠીક ઢંગથી લખતાં બહુ ફાવતું નહિ, પણ નવાઈની વાત એ છે કે ભવિષ્યમાં ગુજરાતીમાં ઊતરનારી કવિતાની શરૂઆત આ કાળે સંસ્કૃત

રચનાઓથી થઈ. જે થોડી રચનાઓ એ સમયે થઈ છે, તે સુંદર છે અને કૉલેજના મૅગેઝીનમાં આદરભર્યું સ્થાન પામી છે.

સંસ્કૃતદ્વારા ફૂટેલી એ સરવાણીએ પછી તો ગુજરાતીમાં રમ્ય ઝરણુનું રૂપ લીધું અને ૧૯૨૮માં રચાયેલું એમનું પહેલું જ સૉનેટ 'નખી સરોવર પર શરત્પૂર્ણિમા' તેની છેલ્લી પંક્તિમાં તેમના સમસ્ત જીવનનો સારમર્મ જાણે બોલી રહ્યું:

'સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપ મેળે.'

એ એમનું પહેલું કાવ્ય આજે બાર વર્ષે પણ, બીજી કૃતિઓને સમાંતર ઊભું રહે એવી ગુણવત્તા ધરાવતું લાગે છે.

ઇડરની બોર્ડિંગમાં ગાળેલા જીવનકાળમાં રાષ્ટ્રપ્રેમના પહેલવહેલા પદાર્થપાઠ એમને કેવી આડકતરી રીતે મળ્યા. તેનું રસમય બયાન એમના જ શબ્દોમાં સાંભળીએ: 'અસહકારનો પ્રથમ જુવાળ આવતો હતો. વાતાવરણ બધે ગરમગરમ દેખાતું. પણ એ બધી ઘટનાઓની માંડીને વાત કોણ કહે? એ કાળે રાષ્ટ્રોત્થાનની એ વાતો અમારા બોર્ડિંગના રસોઇયાને મોઢેથી અમે સાંભળી. રાષ્ટ્રપ્રેમના પહેલા પદાર્થપાઠ અમને એણે આપ્યા. એક વાર પીરસી આપી, રોટલીની મોટી થપ્પી ઉપર, તબલા ઉપર લગાવતો હોય તેમ, ઠોક લગાવીને મોટી મૂછાળો અમારો રસોઇયો છટાથી કોઈ એક 'માત્મા'નુ આખું રેખાચિત્ર દોરી દેતો ને એણે બડા ગવંડરને પણ કેવા કેવા ચમત્કાર કરી બતાવી મહાત કરી દીધો હતો એના દિલ ઉશ્કેરનારા કિસ્સા કહેતો.'

પાંચ વર્ષ પરના એ અંકુરો, રાષ્ટ્રીય અસ્મિતાથી ધબકતા અમદાવાદના જીવનમાં પોષાયા કર્યા. કૉલેજમાં હતા એ

દરમિયાનમાં ગુજરાત કૉલેજની પેલી નામચીન હડતાળનો પ્રસંગ બન્યો. એ ઉપસ્થિત કરવામાં એમનો ફાળો ઘણો હતો. સાઈમન કમિશનના આગમનનો વિરોધ કરવા કેટલાક પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓ છમાસિક પરીક્ષામાં ન બેઠા. તે સૌને દંડ થયો તે સાથે ઉમાશંકરની તો દંડ ઉપરાંત સ્કૉલરશીપ પણ ખૂંચવી લેવામાં આવી. પાછળથી સમાધાન થતાં તે પાછી મળેલી.

ઇન્ટરની પરીક્ષા અપાઈ રહી અને સત્યાગ્રહની લડાઈનો સાદ આવ્યો. પરિણામ પરિણામને ઠેકાણે રહ્યું અને તરત એમાં ઝંપલાવ્યું. ઊપડ્યા સીધા વીરમગામ છાવણીમાં આકાંક્ષાઓભર્યા બુદ્ધિમાન જુવાનને સત્યાગ્રહ છાવણીઓમાં એ કામે જે પલોટ મળતો તે બધો એમને ત્યાં મળ્યો. લોક કેળવણીની સભાઓ ને શુદ્ધસમિતિના વ્યૂહકાર્ય ઉપરાંત સત્યાગ્રહ-પત્રિકાનું લેખનકાર્ય પણ કરવાનું આવ્યું, એમાં ગુજરાતી ગદ્યલેખનની પ્રથમ તાલીમ મળી. પછી તો ખારાઘોડાના અગરો પરના યાદગાર હલ્લામાં જવાનું આવ્યું. ત્યાર બાદ ધરપકડ થઈ ને ચૌદ અઠવાડિયાંની સજા ખાઈને સાબરમતી અને પછી યરોડાની જાત્રાએ ઊપડ્યા. એ વખતે એમનું વય ૧૯ વર્ષનું હતું.

યરોડામાંથી એ છૂટયા ને થોડા જ દિવસ બાદ સત્યાગ્રહ લડતની સંધિ થઈ. એ સંધિગાળામાં થોડું ફરી, જામનગર જઈને જહાજ વાટે કરાંચી મહાસભામાં ગયા. જહાજમાં કરેલી એ સાત દિવસની મુસાફરી દરમિયાન સમુદ્રનો પ્રથમ ગાઢ પરિચય પામ્યા. અને રાષ્ટ્રચેતનના તરંગો પર હિલ્લોળતા અંતરને સમુદ્રના તરંગોએ વધુ કાવ્યસંજીવની સીંચી.

'કરાંચીથી પાછા ફરીને એ વિદ્યાપીઠમાં જઈ બેઠા અને કાકાસાહેબ કાલેલકરના એટલા ગાઢ પરિચયમાં આવ્યા કે એમના અન્તેવાસી થઈ રહ્યા. એમની કવિતાએ અહીંથી વધુ સ્પષ્ટ અને ઘેરું રૂપ પકડવા માંડયું, અને કાકાસાહેબને અર્પણ થયેલા પ્રથમ કાવ્યસંગ્રહ 'ગંગોત્રી'ના અર્પણમાં જણાવ્યું છે તેમ એ 'ગભરૂ કાવ્યઝરણને હૃદયે સિંધુરટણા જાગી.' વિદ્યાપીઠમાં છ કલાક ખાદી કામ અને પાંચકુવા મારકીટમાં પરદેશી કાપડ પર પિકેટિંગ કરતાં કરતાં ઈ. સ. ૧૯૩૧ના ચોમાસામાં લાંબું સળંગ કાવ્ય 'વિશ્વશાંતિ' લખાયું, જે નવજીવન કાર્યાલયે પછીથી પ્રગટ કર્યું. એ એમનું પહેલું પ્રકાશન. સ્વ. નરસિંહરાવ જેવા સાહિત્યપારખુએ 'વસન્ત'માં તરત એની વિસ્તૃત પ્રશસ્તિ લખી તે એ ફૂટતી પ્રતિભાનું મૂલ કેટલુ હતું તે દર્શાવે છે.

૧૯૩૨નું વરસ બેસતાં સત્યાગ્રહની લડત ફરી શરૂ થઈ. વિદ્યાપીઠ વિખેરાઈ ગઈ અને સૌ લડતનાં વિવિધ ક્ષેત્રોમાં જોડાઈ ગયા. ઉમાશંકર ખેડા જિલ્લામાં માતર તાલુકામા કામ કરવા ગયા. ત્યાં જિલ્લામાંથી દેશનિકાલી મળી, જે ન માનવાને પરિણામે ધરપકડ થઈ ને આઠ મહિનાની સજા મળી. ફરી પાછી જેલજાત્રા શરૂ થઈ. પહેલાં સાબરમતી અને પછી વીસાપુર. આ જેલવાસ દરમિયાન લેખન, વાચન, ચર્ચા ને વિચારણાને બહોળો વિસ્તાર મળ્યો. કવિતા તો પાકતી જતી જ હતી; ઉપરથી નાટકો પર પણ કલમ ચાલી; અને આઠ મહિને છૂટીને બહાર નીકળ્યા ત્યારે, જે અનેક વસ્તુઓ જેલમાંથી સાથે લેતા આવ્યા તેમાં 'ગંગોત્રી' સંગ્રહનાં કાવ્યો, 'સાપના ભારા'નાં શરૂઆતનાં પાંચ નાટકો અને એમને આજ સુધી પીડી રહેલું આંખનું કપરું દરદ પણ હતાં.

જેલમાંથી છૂટતાં પિતાની માંદગીના સમાચાર મળ્યા, એટલે વતનમાં ત્રણ ચાર માસ એમની પાસે ગાળી ફરી પાછા કાકાસાહેબ પાસે જઈ પૂના, સિંહગઢ વગેરે સ્થળે એમની સાથે થોડો સમય ગાળ્યો. એવામાં ૧૯૩૪ની લડાઈ મોકૂફી થઈ. દેશનું રાજકારણ મંદગતિને પામી થાળે પડવા લાગ્યું અને સૌ પોતપોતાની દિશાએ વગે થવા લાગ્યા. ઉમાશંકરે 'પુનશ્ચ હરિઃ ૐ' કરી કૉલેજનો અભ્યાસ શરૂ કર્યો.

૧૯૩૪નું વરસ એમના જીવનમાં કંઈક વધુ યાદગાર છે. એમનો પહેલો કાવ્યસંગ્રહ 'ગંગોત્રી' આ જ વર્ષે પ્રગટ થયો; અને ફરી અભ્યાસ શરૂ કર્યા પહેલાં એપ્રિલમાં એમના પિતાનું અવસાન થયું.

ઊંચી પ્રતિભા અને યશભર્યું સાહિત્યજીવન ધરાવનારું લગ્નજીવન પણ એટલું જ સમકક્ષાનું અને સુમેળવાળું હોય એ યોગ વિરલ છે; અને શ્રી. ઉમાશંકરે પણ એ વિષયમાં આગ્રહી વલણ ન દાખવ્યું હોત તો ક્યારની યે નાની મારવાડની કોઈ અર્ધ કે અશિક્ષિત ગ્રામકન્યા એમની જીવનભાગી થઈ હોત. પણ વડીલશાહી સામેની એમની ટક્કર વિજયી નીવડી,–ભાગ્યવાન પણ નીવડી. ૧૯૩૭ માં અમદાવાદના એમની જ જ્ઞાતિના એક સંસ્કારી કુટુંબનાં, અને કર્વે વિદ્યાપીઠનાં સ્નાતક કુ. જ્યોત્સ્ના જોષી સાથે એમનું લગ્ન થયું.

ઇતિહાસ ને અર્થશાસ્ત્ર (ઑનર્સ)ના વિષયો લઈ ૧૯૩૬માં તે બી. એ. પાસ થયા. પછી એ સંસ્કૃત તથા ગુજરાતી લઈ એમ. એ. માં પ્રથમ વર્ગમાં આવ્યા. વચ્ચે કાયદાના અભ્યાસ માટે લૉ કૉલેજની પણ એ ટર્મ ભરેલી; પણ તેમાં છેલ્લી પાટલીએ બેસીને વાર્તાઓ લખવા ઉપરાંત કાંઈ કર્યું નહિ.

એમ. એ.,નું પરિણામ બહાર પડે તે પહેલાં જ મુંબઈની સિડનહામ કૉલેજમાં ગુજરાતીના વ્યાખ્યાતા તરીકે એમની નિમણુક થઈ. ત્યાં એક વરસ એમણે કામ કર્યું, તે દરમ્યાન, અને તેની પહેલાં, એક વરસ વિલેપાર્લેની ગોકળીબાઈ હાઈસ્કૂલમાં પણ શિક્ષક તરીકે તેઓએ કામ કર્યું હતું.

મુંબઈના વાસ દરમ્યાન એમની સાહિત્ય-પ્રવૃત્તિએ બીજી દિશાઓમાં પણ ઠીક ખેડાણ કર્યું. કાવ્યો અને નાટકો ઉપરાંત વાર્તાઓ લખવી શરૂ થઈ હતી (જેના બે સંગ્રહો આપણને મળ્યા છેઃ 'શ્રાવણી મેળો' અને 'ત્રણ અર્ધું બે'). મિત્રોને લીધે યુરોપીય સાહિત્યપ્રવાહોના સંપર્કમાં આવવાનો પણ સાથે પ્રસંગ મળ્યો. મુંબઈમાં પ્રથમ ગુજરાતી પ્રગતિશીલ મંડળ સ્થાપવામાં એમનો અગ્રભાગ હતો.

સાહિત્યનો રંગ તો અંતરમાં જ હતો. બી. એ. માં ઑનર્સ સાથે અર્થશાસ્ત્ર ને ઇતિહાસ લીધેલાં હોવાથી તેનો સારો સંપર્ક હતો, અને એમ. એ. માં ભાષાશાસ્ત્ર તથા પુરાતનસાહિત્યના વિષયોમાં ઠીક ગતિ દાખવી હતી, એટલે ૧૯૩૯માં અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં મુંબઈ સરકારની મદદ તથા ઉપક્રમે ઉચ્ચ અભ્યાસ અને સંશોધનનો જે નવો વિભાગ ઊઘડ્યો તેમાં તેમની વરણી થઈ. એમના જેવી શક્તિ ધરાવતા માણસને આવું કાર્યક્ષેત્ર મળ્યુ તે ઉભયને યશ અપાવે તેવું છે. એ સંશોધનકાર્યમાં આજે 'પુરાણોમાં ગુજરાત' અને 'અખો-એક અધ્યયન' એ કાર્યો એમના હાથ પર છે. ઉપરાંત ગુજરાત સાહિત્ય સભાએ કવિ બાલાશંકરનાં કાવ્યોના સંપાદનનું કાર્ય એમને સોંપ્યું છે.

ગયે વરસે બહાર પડેલાં 'ગુલે પોલાંડ' અને 'નિશીથ' (બીજો કાવ્યસંગ્રહ) એ એમની પ્રતિભાનાં છેલ્લાં બે કિરણો.

એ ઉપરાંત 'પારકાં જણ્યાં' નામની સળંગ કથા પણ હમણાં બહાર પડી છે.

મધ્ય યુરોપના શ્રેષ્ઠ કવિઓમાં સ્થાન પામેલા, પોલાંડના જાણીતા કવિ મિત્સકિયેવિચની રચેલી ક્રીમિયન સૉનેટમાલા પશ્ચિમનાં સાહિત્યમાં એવું આદરભર્યું સ્થાન પામી છે કે યુરોપની એકેએક ભાષામાં તે ઊતરી છે. સૌન્દર્ય ને સ્વાતંત્ર્યના તરસ્યા કવિહૃદયની જે આહ તેમાં સંભળાય છે તે ઉમાશંકર જેવાને એ ગુજરાતીમાં ઉતારવા પ્રેરે તે સ્વાભાવિક જ છે. 'ગુલે પોલાંડ' એ એનું પરિણામ. મૂળનો બધો રાગોદ્રેક સાચવતા અને સૂક્ષ્મ સંવેદનો પણ રજૂ કરવા મથતા એટલા જ પાસાદાર સમશ્લોકી સૉનેટોનો આ અનુવાદ ઉમાશંકરની એ દિશાની શક્તિનો આંક બતાવે છે અને એથી પણ પ્રશસ્ય તો છે એ પુસ્તક સાથે અપાયેલો 'સૉનેટ' ઉપરનો એમનો નિબંધ. અંગ્રેજીમાં તેમ જ હિંદની પણ મરાઠી, બંગાળી, ગુજરાતી વગેરે ભાષાઓમાં થયેલા સૉનેટના ખેડાણના ઇતિહાસ તથા તેની રચના, બંધારણ વગેરે વિષે વિસ્તૃત, અભ્યાસપૂર્ણ, અને પ્રમાણભૂત માહિતીઓથી ભરેલો આવો નિબંધ ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ માટે આ પહેલી જ વાર રજૂ થાય છે.

એમનો નવો કાવ્યસંગ્રહ 'નિશીથ' તો સ્વમુખે જ પોતાનાં મૂલ બોલી રહેશે. ગુજરાતે હૃદયભેર આવકારેલા એમના પ્રથમ સંગ્રહ 'ગંગોત્રી'થી યે અદકાં અમી એમાં છે એટલું જ કહેવું અહીં બસ છે. એમની કવિતાનું છેલ્લું અને ખરું મૂલ્યાંકન તો કાળ કરશે; પણ એટલું તો નિર્વિવાદ છે કે આ સૈકાની બીજી પચીશીના ગુજરાતી સાહિત્યકારોમાં એમનું નામ આગલી હારમાં છે, અને એમની શક્તિઓ એટલી પ્રતીતિ તો આપે જ છે કે આવતી કાલ એમની છે.

('કુમાર'ના સૌજન્યથી)

## નવલરામ જગન્નાથ ત્રિવેદી

'એઓ જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ છે; એમના પિતાનું નામ જગન્નાથ ઉમિયાશંકર ત્રિવેદી અને માતાનું નામ બાઈ ઉજમ છે. એમનું વતન વઢવાણ સીટી છે; અને એમનો જન્મ તા. ૧૧મી ઑક્ટોબર ૧૮૯૫ના રોજ થયો હતો. પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણ તેમણે વઢવાણ કૅમ્પની શાળામાં જ લીધું હતું. સન ૧૯૧૪માં તેઓ મૅટ્રિકમાં પાસ થઈ, ગુજરાત કૉલેજ–અમદાવાદમાં વધુ અભ્યાસ માટે જોડાયા હતા. સન ૧૯૨૦માં તેઓ બી. એ. થયા; ને તે પછી લાલશંકર ગુજરાત મહિલા પાઠશાળામાં અધ્યાપક તરીકે રહ્યા, જ્યાં હજુ કામ કરે છે. પાઠશાળાના કામકાજ સાથે આગળ અભ્યાસ કરી સન ૧૯૨૬માં એમ. એ.ની ડિગ્રી મેળવી; અને વચગાળે સન ૧૯૨૩માં મુંબઈ યુનિવર્સિટીના ઈનામી નિબંધ "ગુજરાતમાં સને ૧૮૪૮થી ૧૯૧૪ સુધીમાં થયેલ સમાજસુધારાની પ્રગતિ" એ માટે હરીફાઈ કરી નારાયણ પરમાનંદ પ્રાઈઝ મેળવ્યું હતું. એમના પ્રિય વિષયો સાહિત્ય, સમાજશાસ્ત્ર ને પોલિટિક્સ છે; તેમજ બંગાળી, મરાઠી, હિંદી અને સંસ્કૃત વગેરેનો સારો પરિચય ધરાવે છે. સાહિત્ય પ્રતિની એમની અભિરુચિ અને ગાઢ અભ્યાસને કારણે તેમને ગુજરાતી સાહિત્ય સભાના મંત્રી નીમવામાં આવ્યા હતા, માસિકોમાં તેઓ અવારનવાર લેખો લખી મોકલે છે.

("ગ્રંથ ને ગ્રંથકાર"માંથી)

પાછળથી વિવેચન ને કટાક્ષ લેખોના લેખક તરીકે એમણે ઠીક માન મેળવ્યું છે. એક વર્ષ એમણે ગુજરાતી સાહિત્ય સભા'એ સમીક્ષક નિમ્યા હતા.

એમનાં પુસ્તકો:—

કારાવાસની કહાણી.
કેટલાંક વિવેચનો.
કેતકીનાં પુષ્પો.
નવાં વિવેચનો.

## રમણલાલ સોની

એઓ જ્ઞાતે શ્રીમાળી સોની અને અમદાવાદ જિલ્લાના મોડાસા ગામના વતની છે. એમના પિતાનું નામ પીતામ્બરદાસ રણછોડદાસ સોની અને માતાનું નામ જેઠીબહેન છે. એમનો જન્મ તા. ૨૩–૧૨–૧૯૦૭ (સં. ૧૯૬૪ના પોષ વદ ૭) ને શનિવારના રોજ વણિયાદ કોકાપુર (ઇડર સ્ટેટ) માં થયો હતો. મોટાભાગનું બાળપણ પણ ત્યાં જ વીતેલું. આ રીતે ગ્રામજીવનનો પરિચય બાળપણથી જ એમને રહ્યો છે. લગ્ન પ્રથમ ૧૩ વર્ષની વયે થયેલું. પરંતુ પાંચ વર્ષમાં જ પત્ની ગુજરી જવાથી દ્વિતીય લગ્ન ૨૭ વર્ષની ઉંમરે એમણે અ. સૌ. નર્મદાબહેન છોટાલાલ સાથે નીકોડા (ઇડર સ્ટેટના) ગામમાં કર્યું હતું.

મોડાસાની મ્યુનિસિપલ શાળામાં ચાર ધોરણ પૂરાં કરી ત્યાં જ અંગ્રેજી શાળામાં તેઓ દાખલ થયેલા. અંગ્રેજી ચોથા ધોરણમાં આવ્યા પછી ભણવા પર દિલ ચોંટ્યું અને ત્યાર પછી દરેક ધોરણમાં પ્રથમ નંબરે રહેલા.

લેખન પ્રવૃત્તિ તરફનો રસ છેક બાળપણમાં રામલીલાઓ, ફરતી નાટક મંડળીઓ ને ભવાઈઓનાં અનુકરણ વખતે

દેખાયેલો. શરૂઆતની રચનાઓમાં શામળ ભટ્ટ, પ્રેમાનંદ અને દલપતરામની સંમિશ્ર અસર હતી. પહેલાં તે આખ્યાનો, વર્ણન કાવ્યો, ઉપદેશ કાવ્યો જ લખતા. અંગ્રેજી પાંચમા ધોરણમાં તેમને કાવ્યમાધુર્યનો પરિચય થયો; તેમાં કલાપીના કથાકાવ્યોએ આકર્ષ્યા. પછી સન ૧૯૨૫ માં થિયોસોફી સાહિત્યના વાચને અને પૂ. મહાત્માજીના જીવને તેમનામાં દિશાપલટો કર્યો. અંગ્રેજી છ ધોરણ મોડાસા વિનય મંદિરમાં પૂરાં કરી, સાતમા ધોરણનો અભ્યાસ લુણાવાડા હાઈસ્કૂલમાં કરેલો અને સન ૧૯૨૪માં મૅટ્રિકની પરીક્ષા પાસ કરેલી. તે જ વર્ષમાં તેઓ મોડાસા મ્યુનિસિપાલિટીમાં કારકુન તરીકે નોકરીમાં રહ્યા. સન ૧૯૨૮માં એ નોકરી છોડી ગૂજરાત વિદ્યાપીઠના ગ્રામ્ય સેવા મંદિરમાં થોડાક મહિના અભ્યાસ કર્યો. પછી મોડાસા હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. એટલામાં સત્યાગ્રહની લડાઈ શરૂ થતાં હાઈસ્કૂલમાંથી રાજીનામું આપી છૂટા થયા. પોતે લખેલાં યુદ્ધગીતોનો એક સંગ્રહ 'રણનાદ' નામે એવામાં એમણે પ્રકટ કર્યો, જે જપ્ત થયો હતો.

એમણે ડ્રૉઈંગનો અભ્યાસ જાતે જ કરીને એક સ્વતંત્ર વિદ્યાર્થી તરીકે એલિમેન્ટરી અને ઇન્ટરમિડિએટ ગ્રેડની બંને પરીક્ષાઓ પસાર કરેલી છે.

સત્યાગ્રહની ચળવળને અંગે તેઓ બે વાર જેલમાં જઈ આવ્યા હતા; અને જેલનિવાસ દરમિયાન બંગાળી ને મરાઠીનો અભ્યાસ કર્યો હતો.'

('ગ્રંથ ને ગ્રંથકાર' માંથી)

હમણાં હમણાં 'પગલાં' નામના એમના બાળગીતોના સંગ્રહો પ્રસિદ્ધ થયેલા છે. હાલમાં તેઓ એસ. ટી. કૉલેજ (મુંબઈ)માં બી. ટી.નો અભ્યાસ કરે છે.

એમની કૃતિઓ : સાદી સીધી વાતો, બાળકોનાં ગીતો, રણુનાદ, ચબૂતરો, સ્વામી દયાનંદ, કવિવર રવીન્દ્રનાથ, કચદેવયાની (બંગાળી પરથી), લોકમાન્ય ટીળક, પગલાં વગેરે અને સંખ્યાબંધ અનુવાદો.

## ઝવેરચંદ કાળિદાસ મેઘાણી

'એઓ જ્ઞાતિએ દશા શ્રીમાળી વણિક (જૈન) છે; એમનો જન્મ ચોટીલા (પાંચાલ)માં સં. ૧૯૫૩ના શ્રાવણ વદ પાંચમના રોજ થયો હતો. એમના પિતાનું નામ કાળિદાસ દેવચંદ મેઘાણી અને માતાનું નામ ધોળીબાઈ વીરજી રૂપાણી છે, એમનું લગ્ન જેતપુરમાં સં. ૧૯૭૮માં સૌ. દમયન્તીબહેન સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે રાજકોટ, દાઠા, પાળિયાદ વગેરે ગામોમાં લીધેલી; માધ્યમિક શિક્ષણ માટે વઢવાણ કેમ્પ, બગસરા, અમરેલી વગેરે સ્થળોએ ફરેલા અને કૉલેજનો અભ્યાસ ભાવનગર-સામળદાસ કૉલેજમાં અને જુનાગઢ-બહાઉદ્દીન કૉલેજમાં કરેલો. સન ૧૯૧૬માં તેઓ અંગ્રેજી અને સંસ્કૃત ઐચ્છિક વિષયો લઈને બી. એ. પાસ થયા હતા.

એમનો ચાલુ વ્યવસાય પત્રકારિત્વ અને ગ્રંથલેખન છે અને અભ્યાસનો પ્રિય વિષય લોકસાહિત્ય છે.

એઓએ એક પ્રસંગે બોલતાં કહેલું કે કલકત્તામાં ઍલ્યુમિનમના કારખાનામાં પોતે મેનેજિંગ કામ કરતા, ત્યાંથી એ સ્વભાવને પ્રતિકૂળ કામ છોડી કાઠિયાવાડ પાછા આવ્યા, ત્યારે શી પ્રવૃત્તિ કરવી એ વિષે પોતે દિશાશૂન્ય હતા. તે

વખતે એમને સૌરાષ્ટ્રના તંત્રી શ્રી. અમૃતલાલ શેઠે પકડી લીધા, સાહિત્યપ્રકાશનનું કામ ઉઘાડી તેમના હાથમાં મૂક્યું અને તેમની સાહિત્યપ્રીતિને ખેડાળું સ્વતંત્ર મેદાન આપ્યું. ત્યારથી સાહિત્ય અને લેખન–વાચન પ્રતિનો શોખ ખૂબ ફાલ્યો–ખીલ્યો છે, એટલે દરજ્જે કે "સૌરાષ્ટ્ર" સાથે અમૃતલાલ શેઠની પેઠે એમનું નામ પણ સંકળાયેલુ રહેશે; અને તે ખાસ કરીને લોકસાહિત્ય, કથા વાર્તા અને લોકગીતનાં એમનાં કિંમતી પુસ્તકોથી.

અગાઉ યુરેપિયન વિદ્વાનો જૂનું લોકસાહિત્ય ભેગું કરવાને પ્રયત્ન કરતા અને તેની કાંઇક વાનગી ઇન્ડિયન એન્ટીકવેરીના પુસ્તકોમાં મળી આવશે. સ્વ. મિ૰ જેકસને ગુજરાતીઓની માન્યતા અને આચાર વિચાર વિશે એક લોકસાહિત્યનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું.

તે પછી આપણે અહીં પ્રથમ ધ્યાન દોરનાર સ્વ. રણજીતરામ, જેમણે પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં એ વિષય ઉપર લેખ વાંચ્યો હતો. તેઓ ઝાઝું કરી શકેલા નહિ; અને જે કાંઈ થોડો ઘણો લોકગીતનો સગ્રહ કરેલો તે સૂરત રણજીતરામ સ્મારક સમિતિએ પ્રગટ કર્યો છે.

પરન્તુ એ વિષયનુ પદ્ધતિસર નિરૂપણ અને સંપાદન કાર્ય, તે સારુ અને શાસ્ત્રીય રીતે કરવાનો યશ તો શ્રીયુત મેઘાણીને જ ઘટે છે.

લોકજીવનનુ તાદ્દશ્ય રેખાચિત્ર દોરતુ એ રસસાહિત્ય–લોકગીત અને કથાવાર્તા લાંબા સમયથી અંધારામા ધૂળમાં દટાઈ પડયું હતું.

પણ તેને પ્રકાશમાં આણવાનો જ માત્ર નહિ; પણ તે પ્રચલિત અને લોકપ્રિય કરવા બદલ જો કોઈ એક વ્યક્તિને માન આપવું ઘટે તો તે શ્રીયુત મેઘાણીને, અને એમના એ કાર્યની કદર રણજીતરામ સ્મારક સમિતિએ એમને રણજીતરામ સુવર્ણચંદ્રક અર્પીને કરી છે, તે સર્વથા યોગ્ય થયું છે.

અત્યારે તો લોકસાહિત્યના નામ સાથે શ્રી મેઘાણીનું ચિત્ર જનતાની આંખ સમક્ષ આવી ખડું થાય છે; અને તેમને બોલતા ગાતા સાંભળવા એ પણ જીવનની એક મીઠી લહાણ છે.

સૌરાષ્ટ્ર કાર્યાલયનુ તેઓ એક ઉમદા રત્ન છે; અને તેમાંથી પડતો પ્રકાશ એમના લેખો ને કાવ્યોદ્વારા સ્ફૂર્તિદાયક હોય છે. એમના 'સિંધુડા'એ તો ચાલુ રાષ્ટ્રીય યુદ્ધમાં અનેકના જીવનમાં નવીન પ્રાણ સંચાર્યા હતા. વળી છાપામાં આવ્યું હતું કે મેજિસ્ટ્રેટ સમક્ષ કેસને અંતે જે ગીત એમણે ગાઈ સંભળાવેલુ, તેની અસર એટલી સચોટ ને ઊંડી થઈ હતી કે કોર્ટમાં હાજર રહેલા સૌની આંખમાંથી આંસુ સર્યાં હતાં. એમની સજા પણ ભારે–ગુના વિના–કરવામાં આવી હતી; પણ એ અન્યાયને એમણે ખામોશ રાખી સહન કર્યો હતો. અને એમ બતાવી આપ્યુ હતું કે તેઓ જેમ એક સારા લેખક છે તેમ સાચા સત્યાગ્રહી વીર પણ છે.'

('ગ્રંથ ને ગ્રંથકાર'માંથી)

ગયે વર્ષે શાન્તિનિકેતનમાં 'લોકસાહિત્ય'ના વિષય ઉપર ભાષણો આપવાનું ગૌરવભર્યું માન એમણે મેળવ્યું હતું. વિસારે પડવા આવેલા લોકસાહિત્યને પુનર્જિવિત કરવાના મહદ્કાર્યની કદર હિંદે અને ખાસ કરીને ગુજરાતે કરી છે.

સોરઠી ભાષાના વળોટમાં કોઈ જુદી જ. હથે પ્રાણ-પૂરી, હૈયાં તાળે કરી દે એવી શૂરાવટ એમણે આપી છે. જ્યાં સુધી લોકોના કંઠમાં લોકસાહિત્યના પ્રાણ ને સંગીત છે, ત્યાં સુધી શ્રી. મેઘાણીનું સ્મરણ પણ છે. એમના કાર્યની સુવાસ ગુજરાતભરને આજે પ્રફુલ્લિત કરી રહી છે.

એમનાં સંખ્યાબંધ ગ્રંથોમાં લોકસાહિત્ય વિષયક ગ્રંથો ઉપરાંત ટૂંકી વાર્તા, નવલકથા, જીવનચરિત્ર, નાટક વગેરેનો પણ સમાવેશ થાય છે.

## શ્રી. મુરલી ઠાકુર

શ્રી. મુરલી ઠાકુરને ત્હમે પૂછશો કે ત્હમારો જન્મ કયા વર્ષમાં ને કયી તીથિએ તો કહેશે, કે "ત્હમે કહો તો ગપ્પો મારું." કારણ કે એમને એ ખબર નથી. એઓ ઈડર સ્ટેટના કુકડીઆ ગામમાં મોસાળમાં જન્મેલા. એઓ જે વાતાવરણમાં જન્મ્યા ને ઉછર્યા ત્યાં જન્મતારીખ નોંધવાની ક્યારે જન્મ્યા તે યાદ રાખવાની કે નોંધ રાખવાની કોઇને જરૂર ન લાગેલી. ન્હાનપણમાં જ એમનાં માતા સ્વર્ગવાસી થયાં, એટલે માતાના સુખથી એઓ વંચિત રહેલા. એમના પિતા રામશંકર, પાંજરાપોળ પાસે આવેલા સૂર્યનારાયણના મંદિરમાં પૂજારી, એટલે મુરલીએ એમનો અભ્યાસ મુંબઈની ગોકુળદાસ તેજપાળ શાળામાં શરૂ કરેલો. શાળામાં અભ્યાસ કરે, અને ઘેર, આવીને કાં તો રાંધવાનું હોય કે પિતાના કાર્યમાં મદદ કરવાની હોય, એટલે આવી અનેકવિધ મુશ્કેલીઓમાં એમણે અભ્યાસ કરેલો. શાળામાં પણ એમનો સાહિત્યપ્રેમ એમના નિબંધોમાં અને લેખોમાં દૃષ્ટિગોચર થતો હતો. એઓ સારા વક્તા તરીકે શાળાની ચર્ચાઓમાં પંકાયેલા. મેટ્રિકમાં એઓ

એલ્ફિન્સ્ટન હાઈસ્કુલમાં ભણેલા, અને ત્યાં પણ, એમના સાહિત્યપ્રેમને લીધે તથા વક્તૃત્વનૈપુણ્યને લીધે પંકાયેલા. ત્યાંથી મેટ્રિક પાસ થઈ એઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા, અને કોલેજમાં શિક્ષણ પૂરું કર્યું ત્યાં સુધી, એકેય 'એલ્ફિન્સ્ટોનીયન' એવું નહિ હોય કે જેમાં એમનો લેખ કે કવિતા ન હોય. અને તે વખતના એલ્ફિન્સ્ટોનીયનના ગુજરાતી લખાણોની પરીક્ષા, સ્વ. નરસિંહરાવને હાથે થતી એ જાણી લેવાની જરૂર છે. સ્વ. નરસિંહરાવને જ હાથે ટૂંકી વાર્તાની હરીફાઈમાં એમને એમની 'મેનડી' નામક વાર્તા માટે પહેલુ ઈનામ મળેલુ. આ વાર્તા એ એમની પહેલી જ વાર્તા હતી. આ સાફલ્યથી સ્વ. નરસિંહરાવની પ્રેરણાથી ('તું વાર્તા લખજે — લખી શકીશ' એ એમના શબ્દો) એઓ વાર્તા લખતા થયા. કૉલેજમાં એમણે કાવ્યો, રેખાચિત્રો, નાટિકાઓ, વાર્તાઓ, એમ અનેકવિધ, સાહિત્યક્ષેત્રોમાં લેખનકાર્ય ચાલુ રાખેલુ. બી. એ માં એઓએ એમનો પ્રિય વિષય ફીલસૂફીનો પસંદ કરેલો. એમણે ગુજરાતી સાહિત્ય લઈને એમ. એ ની પદવી મેળવી. એઓ સીડનહામ કોલેજમા ગુજરાતીના અધ્યાપક નીમાયા, એમનો અને એમના પરમ મિત્ર શ્રી. હરિશ્ચન્દ્ર ભટ્ટનો સંયુક્ત કાવ્યસંગ્રહ 'સફરનું સખ્ય' નામે પ્રગટ થયો છે. એમનાં બાળકાવ્યો 'મેળો' નામે પ્રગટ થયાં છે, અને એમનો વાર્તાસંગ્રહ 'પરબનાં પાણી' થોડા સમયમાં પ્રગટ થશે. એમનાં ('સફરનું સખ્ય') કાવ્ય સંગ્રહમાંથી આ પુસ્તકમાંનું કાવ્ય લેવામાં આવ્યું છે.

---

# ગ્રંથ સૂચિ

## English


1. Thought and Language ... P. B Ballard
2. The Art of Teaching and Studying Languages ... F. Gouin
3. Modern Language Teaching ... J. J. Findlay
4. Memorandum on the Teaching of Modern Languages ... Incorp. Assoc. of Asstt. Mas. in Sec. Schools.
5. The Scientific Study and Teaching of Foreign Languages H. E. Palmer
6. The Principles of Language Study ... H. E. Palmer
7. The Oral Method of Teaching Languages ... H. E. Palmer
8. Foundations of English Teaching ... *Lambert*
9. Some suggestions for the Teaching of English in Secondary School in England ... Board of Edu.
10. The Teaching of English in England ... Thompson J. Wyatt
11. Lectures on the Teaching of English in India ... Champion

12. Suggestions for the Teaching... ... ...
of English in India ... Ryburn
13. Suggestions for the Teaching... ... ...
of Mother Tongue in India... Ryburn
14. The Teaching of English in... ... ...
India ... ... ... ... Tomkison
15. Silent Reading ... ... O'Brien
16. Silent & Oral Reading ... Stone
17. The Teaching of the Mother— ... ...
Tongue ... ... ... P. B. Ballard
18. How to Increase Reading ... ... ...
Ability ... ... ... A. J. Harris
19. Cambridge Lesson in English... G. Sampson
20. Teaching and Testing of ... ... ...
English ... ... ... P. B. Ballard
21. English for the English ... G. Sampson
22. Talks to Beginning Teachers... ... ...
of English ... ... ... Dorothy Dakin
23 Language in Education ... West
24. On the Teaching of Poetry ... Haddoud
25. Poetry in Schools ... ... Jagger
26. The Appreciation of Poetry ... Gurrey
27. How to Teach English ... ... ...
Composition Vol. I & II ... Finch
28. Education by Story-telling ... Cather
29. The Teaching of English ... ... ...
Grammer ... ... ... Westway

30. Methods in English ... .. Shaiigram
31. The Teaching of English in... ... ... England ... ... ... Board of Edu.
32. The Rudiments of Criticism ... Lawborn E.A.G

## Marathi

1. Mrrāthiche AdhyāpanAkolkar & Patankar.

## ગુજરાતી

૧. શિક્ષણપદ્ધતિ ... ... ... મ. ટી. ચોકશી.
૨. માધ્યમિક શાળામાં ભાષાશિક્ષણમાં ... ... ... પાયાના ફેરફારો ... ... ... હરભાઈ ત્રિવેદી
૩. નવીન કેળવણી ... ... ... ગિજુભાઈ
૪. કેળવણીના પાયા ... ... ... કિશોરલાલ મશરૂવાળા

## List of Gujarati Grammars.

A. Written in English :—

1808 : Drummond (R). Illustrations of the Grammatical Parts of Guzarattee, Marattee, and English Languages.

1829 : Forbes (w), A Grammar of the Goozrattee Language.

1842 : Ramsay (H. N.), The Principles of Gujarati Grammar.

1847 : Clarkson (w), A Grammar of the Gujarati Language.

1858 : Faulkner (A), The Orientalist's Grammatical Vademecum (Hindustani, Persian, and Gujarati Languages).

1857 : Leckey (F), Principles of (Gujarati) Goozuratee Grammar.

Undated Cir. 1861 : Young (R), Gujarati Exercises, or a new mode of learning to read, write, or speak the Gujarati Language on the Ollendorffian System.

1867 : Shapurji Edalji, A Grammar of the Gujarati Language.

1877 : Wells (T. L.), English Companion to Taylor's Larger Gujarati Grammar.

1889 : Purnanand M. Bhatt, A Hand-book of Gujarati Grammar.

1880 : Dalal (D. D), A Manual of Gujarati Grammar.

1890 : Mancbershaw P. Kaikobad The Principles of Gujarati Grammar.

1892 : Tisdall (W.; ST.C.), A Simplified Grammar of the Gujarati Language.

1900 : Khansaheb (I F.), and Sheth (T. J.), Hints on the Study of Gujarati.

B. Written in Gujarati :—

1858 : Hope (T. C) ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

1866 : Narmadasankar Lalshankar નર્મવ્યાકરણ. Parts 1 and 2.

1867 : Taylor (J. V. S.), ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

1869 : Dwarkadas (H) and Umiashankar (L.), નવું ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

1870 : Taylor (J. V. S.), ગૂજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ.
1880 : Mahipatram Rupram, ગૂજરાતી ભાષાનું નવું વ્યાકરણ.
1886 : Barodia (D. P.) ગૂજરાતી વ્યાકરણસાર.
1889 : Bhatt (Bhagvan S.), ગૂજરાતી વ્યાકરણનાં મૂળતત્વ.

To students desirous of a Scholarly acqaintance with Gujarati, more especially in its philologic bearings, the following Works are strongly recommended :—

Taylor (J. V. S.), ગૂજરાતી ભાષાનું વ્યાકરણ.
Kellogg (S. H.), Grammar of the Hindi Languages.
Palmer (E. H.), Simplified Grammar of Hindustani, Persian and Arabic.
Beams (J.) Comparative Grammar of the Modern Argan Languages of India, 3 Vols.
Hoernle (A. F. R.), Comparative Grammar of the Gaudian Languages.
Cowell (E. B.), The Prakrita-Prakas'a of Vararuci.
Vrajlal Kalidasa, ગૂજરાતી ભાષાનો ઈતિહાસ.
Taylor (J. V. S.), and Varajlal Kalidas, ધાતુસંગ્રહ.
Ramchandra (Prabhakar), અપભ્રષ્ટ શબ્દપ્રકાશ.
Bhandarkar (Ramkrishna G.), Wilson Philological Lecture.
Grierson (G. A.), on the Phonology of the Modern Indo-Aryan Varnaculars, in the Zeitschrift der Deutschen. Morgenlandischen Gesellschoft for 1895-96.

Grierson (G. A.), On the Mugdhavabodhamauktika and its evidence as to old Gujarati, in the Journal of the Royal Aciatic Society for July, 1902.

Grierson (G. A.), Linguistic Survey of India, Vol IX, Part II., Rajasthani and Gujarati.

નવીન વ્યાકરણ ભા. ૧લો મૂ. હીરાલાલ ચોકશીકૃત

નવીન વ્યાકરણ ભા. ૨જો ,, ,, ,,

નવીન વ્યાકરણ ભા. ૩જો ,, ,, ,,

વ્યાકરણના સહેલા પાઠો ભા. ૧લો સાકરલાલ અમૃતલાલ દવે

વ્યાકરણના સહેલા પાઠો ભા. ૨જો ,, ,, ,,

વ્યાકરણના સહેલા પાઠો ભા. ૩જો ,, ,, ,,

વ્યાકરણ પરિચય ભા. ૧લો ભાનુશંકર વ્યાસ

વ્યાકરણ પરિચય ભા. ૨જો ,, ,,

વ્યાકરણ પરિચય ભા. ૩જો ,, ,,

લઘુ વ્યાકરણ ભા. ૧લો કમળાશંકર પ્રા. ત્રિવેદી.

લઘુ વ્યાકરણ ભા. ૨જો ,, ,, ,,

ગુજરાતી ભાષાનું મધ્ય વ્યાકરણ ,, ,, ,,

ગુજરાતી ભાષાનું બૃહદ વ્યાકરણ ,, ,, ,,

વ્યાકરણ અને શુદ્ધલેખન. કાન્તિલાલ બળદેવરામ વ્યાસ

ગુજરાતી વ્યાકરણ અને લેખન ભા. ૧લો દેસાઈ અને મહેતા

ગુજરાતી વ્યાકરણ અને લેખન ભા. ૨જો ,, ,,

| | | |
|---|---|---|
| આપણી ભાષા | ભા. ૧લો | આત્મારામ નાનાભાઈ ખાનસાહેબ |
| આપણી ભાષા | ભા. ૨જો | ,, ,, ,, |
| આપણી ભાષા | ભા. ૩જો | ,, ,, ,, |
| પાઠ્ય ગૂજરાતી | | અતિસુખશંકર ક. ત્રિવેદી |
| ગુજરાતી ભાષાનું સરળ વ્યાકરણ | ભા. ૧લો | રતિલાલ મૂ. દીવાન |
| ,, ,, ,, ,, | ભા. ૨જો | ,, ,, ,, |

## સંપાદિત પાઠ્યપુસ્તકો

| | | |
|---|---|---|
| સાહિત્યપાઠાવલી | શ્રેણી ૧, ૨, ૩ | ઝીણાભાઈ અને નક્ષી |
| સાહિત્યકલ્લોલ | ૧, ૨, ૪ | આત્મારામ નાનાભાઈ ખાનસાહેબ |
| સાહિત્યપ્રવેશ | ૧, ૨, ૩ | ચંદ્રવદન ચુનીલાલ શાહ |
| ગુજરાત વાચનમાળા | ૧, ૨, ૩ | નવલરામ જગન્નાથ ત્રિવેદી |
| વિદ્યાપીઠ વાચનમાળા | ભા ૫, ૬, ૭ | |
| કિશોર વાચનમાળા | ૧, ૨, ૩, | રમણ વકીલ, ભાનુશંકર વ્યાસ બેગાઈ, કાણકિયા, પુષ્પા વકીલ |
| સાહિત્યમંજરી | ૧, ૨, ૩ | સાકરલાલ દવે |
| સાહિત્યરત્ન | ૧, ૨, ૩ | રમણલાલ વકીલ |
| સાહિત્યમુકુર | ૧, ૨, ૩ | ચંદ્રવદન ચુ. શાહ |
| સાહિત્યસૌરભ | ૧, ૨, ૩ | શંકરપ્રસાદ રાવળ અને ભાનુશંકર વ્યાસ |
| સાહિત્યપલ્લવ | ૧, ૨, ૩ | સ્નેહરશ્મિ ને ઉમાશંકર |
| સાહિત્યપરિમલ | ૧, ૨, ૩ | નવલરામ જગન્નાથ ત્રિવેદી |
| સાહિત્યમંગકાર | ૧, ૨, ૩ | કાલિદાસ ન. કવિ |

## ગુજરાતી સાહિત્યનો પરિચય મેળવવા માટેનાં ઉપયોગી પુસ્તકો

૧. સાહિત્યપ્રવેશિકા—શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા.
૨. ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો—દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
૩. ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો— „
૪. ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ— શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવળ
૫. મધ્યકાલીન સાહિત્યપ્રવાહ—પ્રકાશક, સાહિત્ય સંસદ
૬. ગુર્જરસાક્ષરજયંતિઓ—સંપાદક, જીવનલાલ અમરશી મહેતા
૮. Classical Poets of Gujarat— સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.
૯. Thakkar Vassonji Madhavji Lectures on Gujarati Language & Literative—સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા
૧૦. Wilson Philolgical Lectures: Gujarati Language and Literatue Vol II Last chapter— સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા
૧૧. સાઠીનાં સાહિત્યનું દિગ્દર્શન— સ્વ. ડાહ્યાભાઈ પિતાંબરદાસ દેરાસરી
૧૨. Gujarat & Its Literature— શ્રી. કનૈયાલાલ મુનશી
૧૩. જીવન અને સાહિત્ય (ભા. ૧–૨)— શ્રી. રમણલાલ વ. દેસાઈ
૧૪. કવિચરિત (ભા. ૧. ૨. ૩) શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી
૧૫. સાહિત્યને ઓવારેથી—શ્રી. શંકરલાલ ગં. શાસ્ત્રી

૧૬. ગૂજરાતની સંસ્કારલક્ષ્મી–કવિ ન્હાનાલાલ
૧૭. સાહિત્ય દર્શન–શ્રી. વિજયરાય વૈદ્ય
જુઈ અને કેતકી– „
૧૮. સાહિત્યસમીક્ષા–શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ
૧૯. આપણા સાક્ષરરત્નો (ભાગ ૧–૨)–કવિ ન્હાનાલાલ
૨૦. સાહિત્યમંથન–કવિ ન્હાનાલાલ
૨૧. વિવેચનમુકુર–શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ
૨૧. સાહિત્યવિમર્શ–શ્રી. રામનારાયણ પાઠક
૨૨. કાવ્યની શક્તિ– „ „ „
૨૧. અર્વાચીન કાવ્ય સાહિત્યના વહેણો–
શ્રી. રામનારાયણ પાઠક.
૨૨. અર્વાચીન કાવ્ય સાહિત્ય „
૨૩. વિવેચના–શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
૨૪. કેટલાંક વિવેચનો–શ્રી. નવલરામ ત્રિવેદી
૨૫. ગ્રંથ અને ગ્રંથકાર (૧–૮) પ્રકાશકઃ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી. અને બીજાં નવાં સાહિત્ય વિષયક પ્રકાશનો.

## શબ્દ–પરિચય

Appreciative = ગુણાગુણદર્શી

Application = વિનિયોગ

Explanatory = વિવરણાત્મક

Gradation = અનુક્રમ

Intensive = નિસ્તીર્ણ

Extensive = વિસ્તીર્ણ

Prescriptive = વિધ્યાત્મક, વિધાનાત્મક

Period = કાલાંશ, સમય, સમયવિભાગ, તાસ

Penal-discussion = સંઘચર્ચા, સામુદાયિક ચર્ચા

Unconscious assimilation = અનાયાસ સંગ્રહણ, સહજ સંગ્રહણ, અનિજ્ઞાત સંગ્રહણ

Living unit = 'સજીવ–ટુકડો'

# મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | શુરૂ | શુરુ |
| ૫ | ૧૪ | શબ્દોના | શબ્દોનું |
| ૧૪ | ૧૧ | ખરૂં જ | ખરું જ |
| ૧૯ | ૧૫ | પદ્યનાભ | પદ્મનાભ |
| ૩૨ | ૧૭ | સારૂં | સારું |
| ૩૫ | ૧૦ | ૧૮૭૮. | ૧૮૭૮માં |
| ૩૭ | ૫ | ગ્રામ્યાતા | ગ્રામ્યતા |
| ૩૯ | ૧૨ | અનુભાવ | અનુભવ |
| ૪૨ | ૧૨ | અદ્‌ભૂત | અદ્‌ભુત |
| ૪૫ | ૧૦ | વ્યુત્પતિ | વ્યુત્પત્તિ |
| ૪૭ | ૨૧ | પુરૂષોને | પુરુષોને |
| ૫૧ | ૨૫ | શિક્ષણને | શિક્ષકને |
| ૬૧ | ૭ | નિસંશય | નિ સંશય |
| ૬૧ | ૧૧ | કાબુ | કાબૂ |
| ૧૨૧ | ૬ | આવશ્ય | આવશ્યક |
| ૧૨૪ | ૧૦ | ડૉ. મોન્ટેશો | ડૉ. મોન્ટેસરી |
| ૬૪ | ૪ | પુરૂં | પૂરું |
| ૭૪ | ૧૮ | સ્વભાવિક | સ્વાભાવિક |
| ૭૫ | ૩ | શુદ્ધલેખન | શ્રુતલેખન |
| ૭૭ | ૧૬ | લઈ | જોઈ |
| ૧૦૯ | ૧૩ | પ્રશ્નાદ્‌ભૂ- | પશ્ચાદ્‌ભૂ- |
| ૧૧૮ | ૨૩ | વ્યવથિત | વ્યવસ્થિત |
| ૧૧૯ | ૨ | કરવારું | કરનારું |
| ૧૨૧ | ૪ | સાધનો | સાધ્યને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૪ | ૪ | લાગતાં | લગતાં |
| ૧૩૭ | ૫ | આવકાશ | અવકાશ |
| ૧૩૭ | ૭ | વેગ– | વેગ– |
| ૧૩૭ | ૨૦ | માંડે માંડે છે, | માંડે છે. |
| ૧૩૯ | ૧ | નિગ્સ | નીગ્મ |
| ૧૪૨ | ૨ | કહેએ | કહીએ |
| ૧૪૩ | ૧૩ | પદ્ધિત | પદ્ધતિ |
| ૧૪૪ | ૨ | રૂવાણથી | રુઆણથી |
| ૧૪૪ | ૨૪ | જેવાં | જેમાં |
| ૧૫૩ | ૧૧ | નીગતે | નિગંતે |
| ૧૫૯ | ૩ | દુષિત | દૂષિત |
| ૧૬૮ | ૯ | આબેહુબ | આબેહૂબ |
| ૧૮૫ | ૧૬ | ભૂંડણ | ભૂંડણ |
| ૧૯૨ | ૨ | માનવશાસ્ત્રીઓનું | માનસશાસ્ત્રીઓનુ |
| ૨૦૬ | ૧૬ | દુનિયા | દુનિયાના |
| ૨૦૬ | ૧૭ | ઘણુ | ઝરણુ |
| ૨૦૬ | ૧૭ | ઔત્સુક્યા | ઔત્સુક્ય |
| ૨૨૨ | ૧૮ | પ્રધ્યાપક | પ્રાધ્યાપક |

નોંધ: કોઈ કોઈ સ્થળે અનુસ્વાર જેવા મુદ્રણદોષો રહી જવા પામ્યા છે તે વાચક સુધારી લેવા